# હિસનુલ્ મુસ્લિમ

બિસ્મિલ્લાહિર્ રહમાનિર્ રહીમ

## પ્રસ્તાવના

ખરેખર દરેક પ્રકારના વખાણ ફક્ત અલ્લાહ માટે જ છે, અમે ફક્ત તેના જ વખાણ કરીએ છીએ, તેની પાસે જ મદદ માંગીએ છીએ, અને તેની પાસે જ માફી માંગીએ છીએ, અને પોતાના નફસની બુરાઈથી, અને પોતાના ખરાબ કાર્યોથી પનાહ માંગીએ છીએ, અલ્લાહ જેને હિદાયત આપે તેને કોઈ ગુમરાહ નથી કરી શકતું અને જેને ગુમરાહ કરી દે તેને કોઈ હિદાયત નથી આપી શકતું, અને હું ગવાહી આપું છું અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે એકલો જ છે તેનો કોઈ ભાગીદાર નથી, અને હું ગવાહી આપું છુ કે મુહમ્મદ ﷺ તેના બંદા અને રસૂલ છે, તેમના પર, તેમની સંતાન પર, તેમના સાથીઓ પર અને જે લોકોએ કયામત સુધી તેમની આજ્ઞાનું સારી રીતે પાલન કર્યું, તે દરેક માટે રહેમતો ઉતરે, અને ખુબ સલામતી ઉતરે, ત્યાર બાદ.

આ એક સંક્ષીપ્ત કિતાબ છે જે મારી કિતાબ માંથી લેવામાં આવી છે ((અઝ્ ઝિક્ર વદ્ દુઆ, અલ્ ઈલાજ બિર્ રુકા મિનલ્ કિતાબિ વસ્ સુન્નહ))[1] મેં આ કિતાબમાં ફક્ત ઝિક્રનો ઉલ્લેખ કર્યો છે, જેથી તેને સફરમાં લઇ જવી આસન થઇ જાય.

---

[1] જે ઉપર વર્ણવેલ કિતાબનું પ્રકાશન હદીષની પુષ્ટિ સાથે ચાર ભાગમાં થઇ ચુક્યું છે, અલ્ હમ્દુ લિલ્લાહ, જેમાંથી હિસનુલ્ મુસ્લિમનો પહેલો અને બીજો ભાગ.

# હિસનુલ્ મુસ્લિમ

મેં ફક્ત જે ઝિક્રનો ઉલ્લેખ કર્યો છે, ફક્ત તેના જ પુરાવા રજૂ કર્યા છે, એક અથવા બે, મને જે અસલ કિતાબમાં મળી શક્યા, અને જે વ્યક્તિ આ દુઆઓ ને રિવાયત કરનાર સાહાબા વિષે જાણવા ઈચ્છતો હોય તે અસલ કિતાબમાં જુએ.

હું અલ્લાહ સમક્ષ, તેના પવિત્ર નામો દ્વારા સવાલ કરું છે કે, અલ્લાહ મારા આ કામને ફક્ત તેના માટે અને તેની પ્રસન્નતા માટે કબૂલ કરી લે, જેનો મને મારા જીવનમાં પણ ફાયદો પહોંચે અને મારા મૃત્યુ પછી પણ, અને જે કોઈ વ્યક્તિ આ કિતાબને પઢે અથવા તેના પ્રકાશન અથવા તેને ફેલાવવાનું કારણ બને તેને પણ સંપૂણ ફાયદો પહોંચે, ખરેખર અલ્લાહ દરેક વસ્તુ પર નજર રાખનાર અને કુદરત ધરાવનાર છે.

અને મુહમ્મદ ﷺ પર, તેમની સંતાન પર, તેમના સાથીઓ પર અને જે લોકોએ કયામત સુધી તેમની આજ્ઞાનું સારી રીતે પાલન કર્યું, તે દરેક માટે રહેમતો અને સલામતી ઉતરે.

**લેખક**

1409 હિ.સ. સફર મહિનામાં પ્રકાશિત કરેલ

# ઝિકર ની મહત્વતા

અલ્લાહ તઆલા એ કહ્યું:

﴿فَاذْكُرُونِي أَذْكُرْكُمْ وَاشْكُرُوا لِي وَلَا تَكْفُرُونِ﴾،

(એટલા માટે તમે મને યાદ રાખો, હું પણ તમને યાદ કરીશ, મારો આભાર માનો અને કૃતજ્ઞાથી બચો)[2],

﴿يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اذْكُرُوا اللَّهَ ذِكْرًا كَثِيرًا﴾،

(મુસલમાનો ! અલ્લાહને વધુમાં વધુ યાદ કરતા રહો.)[3],

﴿وَالذَّاكِرِينَ اللَّهَ كَثِيرًا وَالذَّاكِرَاتِ أَعَدَّ اللَّهُ لَهُمْ مَغْفِرَةً وَأَجْرًا عَظِيمًا﴾،

(અને અલ્લાહને વધુ યાદ કરનાર પુરુષ અને સ્ત્રીઓ, આ (બધા) માટે અલ્લાહ તઆલાએ માફી અને ખૂબ જ મોટું વળતર તૈયાર કરી રાખ્યું છે.)[4],

---

[2] [અલ્ બકરહ: ૧૫૨].

[3] [અલ્ અહઝાબ: ૪૧].

[4] [અલ્ અહઝાબ: ૩૫].

﴿وَاذْكُر رَّبَّكَ فِي نَفْسِكَ تَضَرُّعاً وَخِيفَةً وَدُونَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ وَالآصَالِ وَلاَ تَكُن مِّنَ الْغَافِلِينَ﴾،

(અને હે (નબી) ! પોતાના પાલનહારને સવાર સાંજ પોતાના દિલમાં આજીજી સાથે અને ડરતા ડરતા અને ઊંચા અવાજ કરતા ધીમા અવાજે યાદ કરતા રહો, અને બેદરકાર લોકો માંથી ન બની જશો.)[5]

**وَقَالَ النَّبِيُّ –صلى الله عليه وسلم: – ((مَثَلُ الَّذِي يَذْكُرُ رَبَّهُ، وَالَّذِي لاَ يَذْكُرُ ربَّهُ، مَثَلُ الْحَيِّ وَالْمَيِّتِ))،**

અને નબી ﷺ એ કહ્યું-: ((તે વ્યક્તિ જે અલ્લાહ ને યાદ કરે છે અને તે વ્યક્તિ જે અલ્લાહ ને યાદ નથી કરતો તેનું ઉદાહરણ જીવિત અને મૃત લોકો જેવું છે))[6]

**وَقَالَ –صلى الله عليه وسلم: – ((أَلاَ أُنَبِّئُكُم بِخَيْرِ أَعْمَالِكُمْ، وَأَزْكَاهَا عِنْدَ مَلِيكِكُمْ، وَأَرْفَعِهَا فِي دَرَجَاتِكُمْ، وَخَيْرٍ لَكُمْ مِنْ إِنْفَاقِ الذَّهَبِ وَالوَرِقِ، وَخَيْرٍ لَكُمْ مِنْ أَنْ تَلْقَوْا عَدُوَّكُمْ فَتَضْرِبُوا أَعْنَاقَهُمْ وَيَضْرِبُوا أَعْنَاقِكُم))؟ قَالُوا بَلَى. ((ذِكْرُ اللَّهِ تَعَالَى))،**

અને આપ ﷺ એ કહ્યું: ((શું હું તમને એ કાર્ય ન બતાવું, જે તમારા દરેક કાર્યમાં શ્રેષ્ઠ છે, તમારા દરજ્જા (હોદ્દા) માં સૌથી ઉચ્ચ છે, અને તમારા સોના ચાંદી

---

[5] [અલ્ અઅરાફ: ૨૦૫].

[6] બુખારી મઅલ્ ફતહ, ૧૧/૨૦૮, હદીષ નંબર: ૬૪૦૭, અને મુસ્લિમ, હદીષ નંબર: ૧/૫૩૯, હદીષ નંબર: ૭૭૯, અને મુસ્લિમના શબ્દો: ((તે ઘરનું ઉદાહરણ જેમાં અલ્લાહનો ઝિક્ર કરવામાં આવતો હોઈ અને તે ઘરનું ઉદાહરણ જેમાં અલ્લાહનો ઝિક્ર કરવામાં ન આવતો હોઈ તે જીવિત અને મૃત સમાન છે)), ૧/૫૩૯.

ખર્ચ કરવાથી પણ વધુ શ્રેષ્ઠ છે અને તેના થી પણ શ્રેષ્ઠ છે કે તમે (યુદ્ધના મેદાનમાં) તમારા દુશ્મનો ને મળો અને તમે તેમની ગરદનો કાપી નાખો અને તેઓ તમારી? (અર્થાત્ જિહાદ કરતા પણ વધુ મહત્વ પૂર્ણ) તો સહાબાઓ એ કહ્યું: કેમ નહીં! તો આપ ﷺ એ કહ્યું: અલ્લાહ તઆલા ને યાદ કરવું.))[7]

**وَقَالَ –صلى الله عليه وسلم: – ((يَقُولُ اللَّهُ تَعَالَى: أَنَا عِنْدَ ظَنِّ عَبْدِي بِي، وَأَنَا مَعَهُ إِذَا ذَكَرَنِي، فَإِنْ ذَكَرَنِي فِي نَفْسِهِ، ذَكَرْتُهُ فِي نَفْسِي، وَإِنْ ذَكَرَنِي فِي مَلَأٍ، ذَكَرْتُهُ فِي مَلَأٍ خَيْرٍ مِنْهُمْ، وَإِنْ تَقَرَّبَ إِلَيَّ شِبْراً، تَقَرَّبْتُ إِلَيْهِ ذِرَاعاً، وَإِنْ تَقَرَّبَ إِلَيَّ ذِرَاعاً، تَقَرَّبْتُ إِلَيْهِ بَاعاً، وَإِنْ أَتَانِي يَمْشِي أَتَيْتُهُ هَرْوَلَةً))،**

અને આપ ﷺએ કહ્યું- : ((હું મારા બંદાઓ નાં ગુમાન પ્રમાણે હોવ છું જે તે મારા થી રાખે છે, અને જ્યારે તે મને યાદ કરે છે તો હું તેની સાથે હોવ છું, જો તે મને પોતાનાં નફસ (દિલ) માં યાદ કરે છે તો હું પણ તેને મારા નફસ (દિલ) માં યાદ કરું છું, અને જો તે મને કોઈ મજલિસમાં યાદ કરે, તો હું તેને એક એવી મજલિસમાં યાદ કરું છું, જે તેનાથી શ્રેષ્ઠ છે, અને જો તે એક વેંત બરાબર મારી નજીક આવે છે તો હું એક હાથ બરાબર તેની નજીક જવ છું, અને જો તે બે હાથ મારી નજીક આવે છે તો હું બંને હાથ ફેલાવ્યા બરાબર તેની નજીક આવું છું અને જો તે ચાલી ને મારી પાસે આવે છે તો હું દોડી ને તેની પાસે આવું છું.))[8]

---

[7] તિર્મિઝી, ૫/૪૫૯, હદીષ નંબર: ૩૩૭૭, ઇબ્ને માજહ, ૨/૧૨૪, હદીષ નંબર: ૩૭૯૦, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૧૬, અને સહીહ તિર્મિઝી, ૩/૧૩૯.

[8] બુખારી, ૮/૧૭૧, હદીષ નંબર: ૭૪૦૫, મુસ્લિમ, ૪/૨૦૬૧, હદીષ નંબર: ૨૬૭૫, અને શબ્દો બુખારીના છે.

**وَعَنْ عَبْدِ اللَّهِ بْنِ بُسْرٍ –رضي الله عنه– أَنَّ رَجُلاً قَالَ: يَا رَسُولَ اللَّهِ، إِنَّ شَرَائِعَ الإِسْلاَمِ قَدْ كَثُرَتْ عَلَيَّ، فَأَخْبِرْنِي بِشَيْءٍ أَتَشَبَّثُ بِهِ. قَالَ: ((لاَ يَزَالُ لِسَانُكَ رَطْباً مِنْ ذِكْرِ اللَّهِ))،**

((અબ્દુલ્લાહ બિન બુસ્ર રઝી. થી રિવાયત છે કે ,એક વ્યક્તિ એ કહ્યું: હે અલ્લાહના રસૂલ ! મારા પર ઇસ્લામના આદેશો ખૂબ વધી ગયાં છે તમે મને કોઈ એવું કાર્ય બતાઓ જેને હું મજબૂતીથી પકડી લવ, નબી ﷺ એ કહ્યું: ((તારી જુબાન હંમેશાં અલ્લાહ ની યાદ કરતી રહે.))[9]

**وَقَالَ –صلى الله عليه وسلم: – ((مَنْ قَرَأَ حَرْفاً مِنْ كِتَابِ اللَّهِ فَلَهُ بِهِ حَسَنَةٌ، وَالْحَسَنَةُ بِعَشْرِ أَمْثَالِهَا، لاَ أَقُولُ: ﴿الم﴾ حَرْفٌ، وَلَكِنْ: أَلِفٌ حَرْفٌ، وَلاَمٌ حَرْفٌ، وَمِيْمٌ حَرْفٌ)).**

અને આપ ﷺ એ કહ્યું- : જે વ્યક્તિ અલ્લાહની કિતાબ માંથી એક હરફ (શબ્દ) ની તિલાવત કરશે, તો તેના માટે તેને તેટલો જ સવાબ મળશે, અને દરેક નેકી દસ નેકીઓ બરાબર ગણવામાં આવશે, હું એવું નથી કહેતો કે (અલિફ લામ મીમ) આ ત્રણેય એક જ શબ્દ છે, પરંતુ: અલિફ એક શબ્દ, લામ એક શબ્દ અને મીમ ત્રીજો શબ્દ ગણવામાં આવશે.))[10]

**وَعَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ –رضي الله عنه– قَالَ: خَرَجَ رَسُولُ اللَّهِ –صلى الله عليه وسلم– وَنَحْنُ فِي الصُّفَّةِ، فَقَالَ: ((أَيُّكُمْ يُحِبُّ أَنْ يَغْدُوَ كُلَّ يَوْمٍ إِلَى بُطْحَانَ، أَوْ إِلَى الْعَقِيقِ، فَيَأْتِيَ مِنْهُ**

---

[9] તિર્મિઝી, ૫/૪૫૮, હદીષ નંબર: ૩૩૭૫, ઇબ્ને માજહ, ૨/૩૭૯૩,૧૨૪૬, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ તિર્મિઝીમાં સહીહ કહી છે, ૩/૧૩૯, અને સહીહ ઇબ્ને માજહમાં પણ, ૨/૩૧૭.

[10] તિર્મિઝી, ૫/૧૭૫, હદીષ નંબર: ૨૯૧૦, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ તિર્મિઝીમાં સહીહ કહિ૯ છે, ૩/૯, અને સહીહ જામેઉસ્ સગીર, ૫/૩૪૦.

بِنَاقَتَيْنِ كَوْمَاوَيْنِ فِي غَيْرِ إِثْمٍ وَلاَ قَطِيعَةِ رَحِمٍ))؟ فَقُلْنَا: يَا رَسُولَ اللَّهِ نُحِبُّ ذَلِكَ. قَالَ: ((أَفَلاَ يَغْدُو أَحَدُكُمْ إِلَى المَسْجِدِ فَيَعْلَمَ، أَوْ يَقْرَأَ آيَتَيْنِ مِنْ كِتَابِ اللَّهِ –عز وجل– خَيْرٌ لَهُ مِنْ نَاقَتَيْنِ، وَثَلاثٌ خَيْرٌ لَهُ مِنْ ثَلاَثٍ، وَأَرْبَعٌ خَيْرٌ لَهُ مِنْ أَرْبَعٍ، وَمِنْ أَعْدَادِهِنَّ مِنَ الإِبِلِ)).

ઉક્બા બિન આમિર રઝી. વર્ણન કરે છે કે , અમે લોકો સુફ્ફહ માં હતાં અને નબીﷺ ઘરે થી નીકળ્યાં અને કહ્યું: ((તમારા માંથી કોણ છે, જેને એ વાત પસંદ હોય કે, દરરોજ બુતહાન અથવા અકીક (આ બન્ને મદિના શહેરના બજાર છે) ની તરફ જાય અને ત્યાંથી મોટી મોટી કોહનો વાળી (ખુંધો વાળી) ઉંટણી લઈ ને આવે અને તેને લાવવામાં ન તો કોઈ અપરાધનું કાર્ય કર્યું હોય અને ન તો કોઈને ધોખો આપ્યો હોય, અમે કહ્યું: હે અલ્લાહ નાં રસૂલ ! અમે બધાં તે વાત ને પસંદ કરીએ છીએ. નબી ﷺ એ કહ્યું: ((શું તમારા માંથી કોઈ મસ્જિદમાં નથી જતું કે અલ્લાહ ની કિતાબ ની બે આયતો શિખવાડે અથવા પઢે આ કાર્ય તે બંને ઉંટણીઓ થી શ્રેષ્ઠ છે, ત્રણ આયતો હોય તો ત્રણ ઉંટણીઓ થી શ્રેષ્ઠ છે અને ચાર હોય તો ચાર થી અને એ જ રીતે પોતાની ગણતરી ના ઉંટોથી.))[11]

وَقَالَ –صلى الله عليه وسلم: – ((مَنْ قَعَدَ مَقْعَدَاً لَمْ يَذْكُرِ اللَّهَ فِيهِ، كَانَتْ عَلَيْهِ مِنَ اللَّهِ تِرَةٌ، وَمَنِ اضْطَجَعَ مَضْجِعاً لَمْ يَذْكُرِ اللَّهَ فِيهِ كَانَتْ عَلَيْهِ مِنَ اللَّهِ تِرَةٌ)).

અને આપ ﷺ એ કહ્યું- : ((જે વ્યક્તિ કોઈ એવી જગ્યા પર બેઠો જેમાં તેણે અલ્લાહ ને યાદ ન કર્યો તો આ બેઠક તેના માટે અલ્લાહ તરફ થી નુકસાન નું કારણ બનશે અને જે વ્યક્તિ કોઈ એવી જગ્યા એ સૂઈ ગયો જ્યાં તેણે અલ્લાહ

[11] મુસ્લિમ, ૧/૫૫૩, હદીષ નંબર: ૮૦૩.

ને યાદ ન કર્યો તો આ સુવું તેના માટે અલ્લાહ તરફ થી નુકશાન નું કારણ બનશે.))[12]

وقال –صلى الله عليه وسلم: – ((مَا لَس قَوْمٌ مَجْلِسَاً لَمْ يَذْكُرُوا اللَّهَ فِيهِ، وَلَمْ يُصَلُّوا عَلَى نَبِيِّهِمْ إِلاَّ كَانَ عَلَيْهِمْ تِرَةً، فَإِنْ شَاءَ عذَّبَهُمْ، وَإِنْ شَاءَ غَفَرَ لَهُمْ)).

અને આપ ﷺ એ કહ્યું -: ((જો કોઈ કોમ એવી સભા મા બેસશે, જેમાં તેમણે અલ્લાહ ને ઝિકર ન કર્યો હોય અને ન તો પોતાનાં નબી પર દરૂદ પઢયું હોય તો આ બેઠક તેમના માટે નુકસાન કારક સાબિત થશે, પછી જો અલ્લાહ ઈચ્છશે તો તેમને અઝાબ આપે અને ઈચ્છશે તો તેમને માફ કરી દે.))[13]

وَقَالَ –صلى الله عليه وسلم: – ((مَا مِنْ قَوْمٍ يَقُومُونَ مِنْ مَجْلِسٍ لاَ يَذْكُرُونَ اللَّهَ فِيهِ إِلاَّ قَامُوا عَنْ مِثْلِ جِيفَةِ حِمَارٍ، وَكَانَ لَهُمْ حَسْرَةً)).

અને આપ ﷺએ કહ્યું-: ((જે લોકો પણ અલ્લાહને યાદ કાર્ય વગર કોઈ સભા માંથી ઉભા થાય, તો તેઓની આ સભા દુર્ગંધમાં મરેલા ગધેડાની લાશ જેવી હોઈ છે, અને તે સભા તેમના માટે ( કયામતમાં દિવસે) અફસોસનું કારણ હશે))[14]

## ૧_ ઉંઘ માંથી ઉઠી ને પઢવાની દુઆઓ

[12] અબૂ દાવૂદ: ૪/૨૬૪, હદીષ નંબર: ૪૮૫૬, વગેરે, જુઓ: સહીહુલ્ જામેઅ: ૮/૩૪૨.

[13] તિર્મિઝી, ૫/૪૬૧, હદીષ નંબર: ૩૩૮૦, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૪૦.

[14] અબૂ દાવૂદ, ૪/૨૬૪, હદીષ નંબર: ૪૮૫૫, અહમદ, ૨/૩૮૯, હદીષ નંબર: ૧૦૬૮૦, જુઓ: સહીહુલ્ જામેઅ, ૫/૧૭૬.

1– ((الْحَمْدُ للَّهِ الَّذِي أَحْيَانَا بَعْدَ مَا أَمَاتَنَا، وَإِلَيْهِ النُّشُورُ)).

૧- ((દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જે મને જીવિત કરે છે અને જે મને મૃત્યુ આપે છે, અને તેની જ તરફ પાછા ફરવાનું છે.))[15]

2– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ، سُبْحَانَ اللَّهِ، وَالْحَمْدُ للَّهِ، وَلاَ إِلَهَ إِلاَّ اللَّهُ، وَاللَّهُ أَكبَرُ، وَلاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ الْعَلِيِّ الْعَظِيمِ، رَبِّ اغْفرْ لِي)).

૨- ((અલ્લાહ નાં સિવાય કોઈ જ ઈબાદત ને લાયક નથી તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ બાદશાહી છે, અને તેનાં માટે જ પ્રશંસા છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે, અલ્લાહ પાક છે, અને દરેક વખાણ અલ્લાહ માટે છે, અને અલ્લાહ સિવાય કોઈ સાચો પૂજ્ય નથી અને અલ્લાહ સૌથી મોટો છે, અને મોટાઈ અને મહાનતા વાળા અલ્લાહ ની મદદ વગર ન કોઈ વસ્તુથી બચવાની ક્ષમતા છે અને ન તો કઈ કરવાની તાકાત છે, હે મારા પાલનહાર ! મને માફ કરી દે.))[16]

3– ((الْحَمْدُ لِلَّهِ الَّذِي عَافَانِي فِي جَسَدِي، وَرَدَّ عَلَيَّ رُوحِي، وَأَذِنَ لي بِذِكْرِهِ)).

---

[15] બુખારી મઅલ્ ફતહ, ૧૧/૧૧૩, હદીષ નંબર: ૬૩૧૪, મુસ્લિમ, ૪/૨૦૮૩, હદીષ નંબર: ૨૭૧૧

[16] જે વ્યક્તિ આ દુઆ પઢશે તેને માફ કરી દેવામાં આવશે, કારણકે આ દુઆ કબૂલ થનારી દુઆઓ માંથી છે, બસ જયારે તે ઉભો થાય અને વઝૂ કરે અને નમાઝ પઢે તો તેની નમાઝ કબૂલ કરી લેવામાં આવે, બુખારી મઅલ્ ફતહ, ૩/૩૯, હદીષ નંબર: ૧૧૫૪, વગેરે અને ઇબ્ને માજહના શબ્દો માટે જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૩૫.

3- ((દરેક પ્રશંસા તે અલ્લાહ માટે છે, જેણે મને મારાં શરીર માં આફિયત આપી અને મારી રૂહ મને પાછી આપી અને મને તેના ઝિકર ની પરવાનગી આપી.))[17]

**4-** ﴿إِنَّ فِي خَلْقِ السَّمَوَاتِ وَالأَرْضِ وَاخْتِلاَفِ اللَّيْلِ وَالنَّهَارِ لآيَاتٍ لِأُوْلِي الأَلْبَابِ*
الَّذِينَ يَذْكُرُونَ اللَّهَ قِيَاماً وَقُعُوداً وَعَلَىَ جُنُوبِهِمْ وَيَتَفَكَّرُونَ فِي خَلْقِ السَّمَوَاتِ
وَالأَرْضِ رَبَّنَا مَا خَلَقْتَ هَذا بَاطِلاً سُبْحَانَكَ فَقِنَا عَذَابَ النَّارِ* رَبَّنَا إِنَّكَ مَن تُدْخِلِ
النَّارَ فَقَدْ أَخْزَيْتَهُ وَمَا لِلظَّالِمِينَ مِنْ أَنصَارٍ* رَّبَّنَا إِنَّنَا سَمِعْنَا مُنَادِياً يُنَادِي لِلإِيمَانِ أَنْ
آمِنُواْ بِرَبِّكُمْ فَآمَنَّا رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّئَاتِنَا وَتَوَفَّنَا مَعَ الأبْرَارِ* رَبَّنَا
وَآتِنَا مَا وَعَدتَّنَا عَلَى رُسُلِكَ وَلاَ تُخْزِنَا يَوْمَ الْقِيَامَةِ إِنَّكَ لاَ تُخْلِفُ الْمِيعَادَ* فَاسْتَجَابَ
لَهُمْ رَبُّهُمْ أَنِّي لاَ أُضِيعُ عَمَلَ عَامِلٍ مِّنكُم مِّن ذَكَرٍ أَوْ أُنثَى بَعْضُكُم مِّن بَعْضٍ فَالَّذِينَ
هَاجَرُواْ وَأُخْرِجُواْ مِن دِيَارِهِمْ وَأُوذُواْ فِي سَبِيلِي وَقَاتَلُواْ وَقُتِلُواْ لأُكَفِّرَنَّ عَنْهُمْ
سَيِّئَاتِهِمْ وَلأُدْخِلَنَّهُمْ جَنَّاتٍ تَجْرِي مِن تَحْتِهَا الأَنْهَارُ ثَوَاباً مِّن عِندِ اللَّهِ وَاللَّهُ عِندَهُ
حُسْنُ الثَّوَابِ* لاَ يَغُرَّنَّكَ تَقَلُّبُ الَّذِينَ كَفَرُواْ فِي الْبِلاَدِ* مَتَاعٌ قَلِيلٌ ثُمَّ مَأْوَاهُمْ
جَهَنَّمُ وَبِئْسَ الْمِهَادُ* لَكِنِ الَّذِينَ اتَّقَوْاْ رَبَّهُمْ لَهُمْ جَنَّاتٌ تَجْرِي مِنْ تَحْتِهَا الأَنْهَارُ
خَالِدِينَ فِيهَا نُزُلاً مِّنْ عِندِ اللَّهِ وَمَا عِندَ اللَّهِ خَيْرٌ لِّلأَبْرَارِ* وَإِنَّ مِنْ أَهْلِ الْكِتَابِ لَمَن
يُؤْمِنُ بِاللَّهِ وَمَا أُنزِلَ إِلَيْكُمْ وَمَآ أُنزِلَ إِلَيْهِمْ خَاشِعِينَ لِلَّهِ لاَ يَشْتَرُونَ بِآيَاتِ اللَّهِ ثَمَناً
قَلِيلاً أُوْلَئِكَ لَهُمْ أَجْرُهُمْ عِندَ رَبِّهِمْ إِنَّ اللَّهَ سَرِيعُ الْحِسَابِ* يَا أَيُّهَا الَّذِينَ آمَنُواْ
اصْبِرُواْ وَصَابِرُواْ وَرَابِطُواْ وَاتَّقُواْ اللَّهَ لَعَلَّكُمْ تُفْلِحُونَ﴾

[17] તિર્મિઝી, ૫/૪૭૩, હદીષ નંબર: ૩૪૦૧, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૪૪.

૪- ((આકાશો અને ધરતીના સર્જનમાં અને રાત-દિવસના હેરફેરમાં, ખરેખર બુધ્ધીશાળી લોકો માટે નિશાની છે. જે લોકો અલ્લાહના નામનું સ્મરણ ઉભા-ઉભા, બેસી અને પડખા ફેરવતા કરે છે, અને આકાશો અને ધરતીના સર્જનમાં ચિંતન-મનન કરે છે અને કહે છે કે હે અમારા પાલનહાર ! તે આ કારણ વગર નથી બનાવ્યું, તું પવિત્ર છે, બસ ! અમને જહન્નમના અઝાબથી બચાવી લેં. હે અમારા પાલનહાર ! તું જેને જહન્નમમાં નાખી દે, ખરેખર તે તેને અપમાનિત કર્યો અને અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી. હે અમારા પાલનહાર ! અમે સાંભળ્યું કે અવાજ આપનાર મોટા અવાજે ઇમાન તરફ પોકારી રહ્યો છે, કે લોકો ! પોતાના પાલનહાર પર ઇમાન લાવો, બસ ! અમે ઇમાન લાવ્યા, હે પાલનહાર ! હવે તું અમારા ગુના માફ કરી દેં અને અમારી બુરાઇ અમારાથી દુર કરી દેં અને અમને સદાચારી લોકો સાથે મૃત્યુ આપ. હે અમારા પાલનહાર ! અમને તે આપ જેનું વચન તે અમારી સાથે પોતાના પયગંબરો વડે કર્યુ છે અને અમને કયામતના દિવસે અપમાનિત ન કર, ખરેખર તું વચન ભંગ કરનાર નથી. બસ, તેઓના પાલનહારે તેઓની દુઆ કબુલ કરી અને કહ્યું તમારા માંથી કોઇ અમલ કરનારના અમલને, ભલે તે પુરૂષ હોય અથવા સ્ત્રી, કદાપિ વ્યર્થ નથી કરૂં, કારણકે તમે સૌ એકબીજા માંથી છો, એટલા માટે તે લોકો જેમણે હિજરત કરી અને પોતાના ઘરો માંથી કાઢી નાખવામાં આવ્યા અને જેમને મારા માર્ગમાં તકલીફ આપવામાં આવી અને જે લોકોએ જિહાદ કર્યુ, અને શહીદ કરવામાં આવ્યા, હું જરૂર તેમની બુરાઇને તેઓથી દૂર કરી દઇશ અને ખરેખર તેઓને તે જન્નતોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહી રહી હશે, આ છે વળતર અલ્લાહ તઆલા તરફથી, અને અલ્લાહ તઆલા પાસે જ ઉત્તમ વળતર છે. (હે નબી !) તમને કાફિરોનું શહેરોમાં હરવું-ફરવું ધોકામાં ન નાખી દે. આ તો ઘણો જ ઓછો ફાયદો છે, ત્યારબાદ (મૃત્યુ પછી) તેમનું ઠેકાણું જહન્નમ છે.

અને તે ખરાબ ઠેકાણું છે. પરંતુ જે લોકો પોતાના પાલનહારથી ડરતા રહ્યા તેઓ માટે જન્નતો છે, તેની નીચે નહેરો વહી રહી છે, તેમાં તેઓ હંમેશા રહેશે, આ મહેમાની છે અલ્લાહ તરફથી અને સદાચારી લોકો માટે જે કંઇ અલ્લાહ તઆલા પાસે છે તે ઘણું જ ઉત્તમ છે. નિંશંક કિતાબવાળાઓ માંથી કેટલાક એવા પણ છે જે અલ્લાહ તઆલા પર ઇમાન લાવે છે અને તમારી તરફ જે અવતરિત કરવામાં આવ્યું છે અને તેઓની તરફ જે અવતરિત કરવામાં આવ્યું તેના પર પણ, અલ્લાહ તઆલાથી ડરે છે અને અલ્લાહ તઆલાની આયતોને નજીવી કિંમતે વેચતા પણ નથી, તેઓનું વળતર તેઓના પાલનહાર પાસે છે, ખરેખર અલ્લાહ તઆલા નજીક માંજ હિસાબ લેવાવાળો છે. હે ઇમાનવાળાઓ !તમે સબર કરો, અડગ રહો અને જિહાદ માટે તૈયાર રહો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમે સફળ બનો.))[18]

## ૨_ કપડાં પહેરવાની દુઆ

**5**– ((**الْحَمْدُ للَّهِ الَّذِي كَسَانِي هَذَا (الثَّوْبَ) وَرَزَقَنِيهِ مِنْ غَيْرِ حَوْلٍ مِنِّي وَلاَ قُوَّةٍ**...)).

૫- ((દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે છે જેણે મને આ (કપડાં) પહેરાવ્યાં, અને મારી કોઈ તાકાત અને ક્ષમતા વગર મને આપ્યું.))[19]

---

[18] સૂરે આલિ ઇમરાન: ૧૯૦-૨૦૦, બુખારી મઅલ ફતહ, ૮/૩૩૭, હદીષ નંબર: ૪૫૬૯, મુસ્લિમ, ૧/૫૩૦, હદીષ નંબર: ૨૫૬.

[19] સુનનની બધી કિતાબના લેખકો એ આ હદીષ રિવાયત કરી છે સિવાય ઈમામ નસાઈ એ: અબૂ દાવૂદ: હદીષ નંબર: ૪૦૨૩, તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૫૮, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૨૮૫, અને ઈમામ અલ્બાની રહી. એ ઈરવઉલ્ ગલીલમાં હસન કહી છે, ૭/૪૭.

## 3_ નવાં કપડાં પહેરવાની દુઆ

**6**– ((اللَّهُمَّ لَكَ الْحَمْدُ أَنْتَ كَسَوْتَنِيهِ، أَسْأَلُكَ مِنْ خَيْرِهِ وَخَيْرِ مَا صُنِعَ لَهُ، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّهِ وَشَرِّ مَا صُنِعَ لَهُ)).

૬- ((હે અલ્લાહ ! બધા વખાણ તારા માટે જ છે, તે મને આ પહેરાવ્યું, હું તારી પાસે આ વસ્તુ ની ભલાઈ અને જે વસ્તુ માટે બનાવવામાં આવ્યું છે તેની ભલાઈ માંગું છું, અને તેની બુરાઈ અને જે વસ્તુ માટે બનાવવામાં આવ્યું છે, તેની બુરાઈ થી તારી પનાહ માંગુ છું."))[20]

## ૪_ નવાં કપડાં પહેરનાર ને આપવામાં આવતી દુઆ

**7**– ((تُبْلِي وَيُخْلِفُ اللَّهُ تَعَالَى)).

૭- ((તું આ (આ કપડાંને) જૂનાં કરે અને અલ્લાહ તઆલા તેની જગ્યાએ વધારે આપે.))[21]

**8**– ((اِلْبَسْ جَدِيداً وَعِشْ حَمِيداً وَمُتْ شَهِيداً)).

[20] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૪૦૨૦, તિર્મિઝી: હદીષ નંબર: ૧૭૬૭, બગવી, ૧૨/૪૦, જુઓ: ઈમામ અલ્બાનીની કિતાબ, મુખ્તસર શમાઇલુત્ તિર્મિઝી, પેજ નંબર: ૪૭.

[21] અબૂદાવૂદ, ૪/૪૧, હદીષ નંબર: ૪૦૨૦, જુઓ સહીહ અબી દાવૂદ, ૨/૭૬૦.

૮- (( તું નવા કપડાં પહેર, અને વૈભવી જીવનમાં જીવતો રહે અને શહીદ થઈ ને મૃત્યુ પામો.))[22]

## ૫_ કપડાં ઉતરતી વખતે પઢવાની દુઆ

**9–** ((بِسْمِ اللَّهِ)).

૯- ((શરૂં કરૂં છું અલ્લાહના નામથી))[23]

## ૬_ પાયખાનામાં (સંડાસ) જતી વખતે પઢવાની દુઆ

**10–** (( [بِسْمِ اللَّهِ] اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنَ الْخُبْثِ وَالْخَبائِث)).

૧૦- (([અલ્લાહના નામ સાથે] હે અલ્લાહ! નાપાક જિન્નાત અને નાપાક જિન્નાતિઓ થી તારી પનાહ માંગું છું.))[24]

## ૭- પાયખાના માંથી નીકળટી વખતે પઢવાની દુઆ

---

[22] ઇબ્ને માજહ, ૨/૧૧૭૮, હદીષ નંબર: ૩૫૫૮, બગવી, ૧૨/૪૧, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૨૭૫.

[23] તિર્મિઝી, ૨/૫૦૫, હદીષ નંબર: ૬૦૬, વગેરે, જુઓ: ઈરવાઉલ્ ગલીલ, હદીષ નંબર: ૫૦, અને સહીહુલ્ જામેઅ, ૩/૨૦૩.

[24] બુખારી,૧/૪૫, હદીષ નંબર: ૧૪૨, મુસ્લિમ, ૧/૨૮૩, હદીષ નંબર: ૩૭૫,અને શરૂઆતમાં વધારાના શબ્દો: ((બિસ્મિલ્લાહ)) જેની તખ્રીજ સઈદ બિન મન્ઝૂર એ કરી છે, જુઓ: ફતહુલ્ બારી, ૧/૨૪૪.

11- ((غُفْرَانَكَ)).

૧૧- (((હે અલ્લાહ) તારી પાસે માફી માંગુ છું.))[25]

## ૮_ વઝૂ કરતા પહેલા પઢવાની દુઆ

12- ((بِسْمِ اللَّهِ)).

૧૨- (( શરૂ કરૂં છું અલ્લાહના નામથી))[26]

## ૯_ વઝૂ પછી પઢવાની દુઆ

13- ((أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ وَأَشْهَدُ أَنَّ مُحَمَّداً عَبْدُهُ وَرَسُولُهُ..)).

૧૩- ((અને હું ગવાહી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, અને એ પણ સાક્ષી આપું છું કે મુહમ્મદ ﷺ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.))[27]

[25] સુનનની કિતાબના દરેક લેખેકો એ આ હદીષ રિવાયત કરી છે સિવાય નસાઈ એ, તેમણે અમલુલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે હદીષ નંબર: ૭૯, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૩૦, તિર્મિઝી, હદીષ નંબર: ૭, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૦૦, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અબી દાવૂદમાં સહીહ કહી છે, ૧/૧૯.

[26] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૧૦૧, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૯૭, અહમદ, હદીષ નંબર: ૯૪૧૮, જુઓ ઈરવાઉલ્ ગલીલ, ૧/૧૨૨.

[27] મુસ્લિમ, ૧/૨૦૯, હદીષ નંબર: ૨૩૪.

14– ((اللَّهُمَّ اجْعَلْنِي مِنَ التَّوَّابِينَ وَاجْعَلْنِي مِنَ الْمُتَطَهِّرِينَ)).

૧૪- ((હે અલ્લાહ ! મને ખૂબ જ તૌબા કરનાર લોકો માંથી કરી દે અને મને પાક રહેવા વાળાઓ માંથી બનાવી દે.))[28]

15- ((سُبْحانَكَ اللَّهُمَّ وَبِحَمْدِكَ، أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ، أَسْتَغْفِرُكَ وَأَتوبُ إِلَيْكَ)).

૧૫- ((હે અલ્લાહ ! તારી ઝાત પવિત્ર છે, દરેક પ્રકારના વખાણ ફક્ત તારા માટે જ છે, હું ગવાહી આપું છું કે તારા સિવાય કોઈ ઇલાહ નથી, હું મારા ગુનાહની માફી માગું છું અને તારી તરફ જ તૌબા કરૂં છું.))[29]

## ૧૦_ ઘરેથી નીકળતી વખતે પઢવાની દુઆ

16– ((بِسْمِ اللَّهِ، تَوَكَّلْتُ عَلَى اللَّهِ، وَلَا حَوْلَ وَلَا قُوَّةَ إِلاَّ بِاللَّهِ)).

૧૬- ((અલ્લાહના નામથી શરૂ કરૂં છું, હું તેના પર જ ભરોસો કરૂં છું, તારી તોફિક વગર હું કોઈ પણ નેકી કરવાની શક્તિ નથી ધરાવતો અને કોઈ પણ ગુનાહથી નથી બચી શકતો.))[30]

---

28 તિર્મિઝી, ૧/૭૮, હદીષ નંબર: ૫૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૧/૧૮.

29 નસાઈ, ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલહ, પેજ નંબર: ૧૭૩, જુઓ: ઈરવાઉલ્ ગલીલ,૧/૧૩૫, અને ૩/૯૪.

30 અબૂ દાવૂદ, ૪/૩૨૫, હદીષ નંબર: ૫૦૯૫, તિર્મિઝી, ૫/૪૯૦, હદીષ નંબર: ૩૪૨૬, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૧.

**17**– ((**اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ أَنْ أَضِلَّ، أَوْ أُضَلَّ، أَوْ أَزِلَّ، أَوْ أُزَلَّ، أَوْ أَظْلِمَ، أَوْ أُظْلَمَ، أَوْ أَجْهَلَ، أَوْ يُجْهَلَ عَلَيَّ**)).

૧૭- ((હે અલ્લાહ! હું તારી પનાહ માંગું છું એ વાત થી કે, હું ગુમરાહ થઈ જઉં, અથવા મને ગુમરાહ કરવામાં આવે, અથવા તો હું ભટકી જવ અથવા મને ભટકાવી દેવામાં આવે, અથવા તો હું કોઈ ની ઉપર અત્યાચાર કરૂ, અથવા મારા પર કોઈ અત્યાચાર કરે,અથવા હું કોઈ નાં થી અજાણ હોવ કે કોઈ મારાં થી અજાણ થાય.))[31]

## ૧૧_ ઘર માં પ્રવેશતી વખતે પઢવાની દુઆ

**18**– ((**بِسْمِ اللَّهِ وَلَجْنَا، وَبِسْمِ اللَّهِ خَرَجْنَا، وَعَلَى اللَّهِ رَبِّنَا تَوَكَّلْنَا، ثُمَّ لِيُسَلِّمْ عَلَى أَهْلِهِ**)).

૧૮- ((અલ્લાહના નામથી હું ઘરમાં દાખલ થાઉં છું, અને તેના નામથી જ બહાર નીકળું છું, અને હે અમારા પાલનહાર ! અમારો ભરોસો ફક્ત તારા પર જ હોય છે. અને પછી ઘરવાળાઓને સલામ કરી દાખલ થવું જોઇએ.))[32]

---

[31] અહલુસ્ સુનનઃ અબૂ દાવૂદ, હદીષ નંબરઃ ૫૦૯૪, તિર્મિઝી, હદીષ નંબરઃ ૩૪૨૭, નસાઈ, હદીષ નંબરઃ ૫૫૦૧, ઇબ્ને માજહ, હદીષ નંબરઃ ૩૮૮૪, જુઓ સહીહ તિર્મિઝી, ૩/૧૫૨, અને સહીહ ઇબ્ને માજહ, ૨/૩૩૬.

[32] અબૂ દાવૂદ, ૪/૩૨૫, હદીષ નંબરઃ ૫૦૯૬, અને અલ્લામા ઇબ્ને બાઝ રહ. એ તુહ્ફતુલ્ અખબારમાં આ હદીષ ની સનદને હસન કહી છે, પેજ નંબરઃ ૨૮, અને સહીહમાં છે કે (( જયારે કોઈ વ્યક્તિ પોતાના ઘરમાં દાખલ થતી વખતે અને ખાવાનું ખાતી વખતે અલ્લાહનો ઝિક્ર કરે તો શૈતાન કહે છે અહિયાં ન તો તમારૂં ઠેકાણું છે ના તો તમારા માટે ખાવાનું)) મુસ્લિમ, હદીષ નંબરઃ ૨૦૧૮.

## ૧૨_ મસ્જિદ તરફ જવાની દુઆ

**19**– ((اللَّهُمَّ اجْعَلْ فِي قَلْبِي نُوراً، وَفِي لِسَانِي نُوراً، وَفِي سَمْعِي نُوراً، وَفِي بَصَرِي نُوراً، وَمِنْ فَوْقِي نُوراً، وَمِنْ تَحْتِي نُوراً، وَعَنْ يَمِينِي نُوراً، وَعَنْ شِمَالِي نُوراً، وَمِنْ أَمَامِي نُوراً، وَمِنْ خَلْفِي نُوراً، وَاجْعَلْ فِي نَفْسِي نُوراً، وَأَعْظِمْ لِي نُوراً، وَعَظِّمْ لِي نُوراً، وَاجْعَلْ لِي نُوراً، وَاجْعَلْنِي نُوراً، اللَّهُمَّ أَعْطِنِي نُوراً، وَاجْعَلْ فِي عَصَبِي نُوراً، وَفِي لَحْمِي نُوراً، وَفِي دَمِي نُوراً، وَفِي شَعْرِي نُوراً، وَفِي بَشَرِي نُوراً)).

૧૯- (( હે અલ્લાહ ! મારા દિલમાં નૂર, મારી ઝબાનમાં નૂર, મારા કાન માં નૂર, મારી આંખો માં નૂર, મારી ઉપર નૂર, મારી નીચે નૂર, મારી જમણી બાજુ નૂર, મારી ડાબી બાજુ નૂર, મારી આગળ નૂર, મારી પાછળ નૂર, મારા નફસમાં નૂર ભરી દે. અને નૂર ને મારા માટે ઉંચ્ચ કરી દે અને મને નૂર માટે ઉંચ્ચ કરી દે, અને મને નૂર આપ, અને મારા માટે નૂર બનાવી દે, હે અલ્લાહ ! મને નૂર આપ, મારી પીઠમાં નૂર આપ, અને મારા માંસમાં નૂર આપ, અને મારા લોહીમાં નૂર આપ, અને મારા વાળમાં નૂર આપ, અને મારી ત્વચામાં નૂર આપ))[33]

(([اللَّهُمَّ اجْعَلْ لِي نُوراً فِي قَبْرِي... وَنُوراً فِي عِظَامِي])) [((وَزِدْنِي نُوراً، وَزِدْنِي نُوراً، وَزِدْنِي نُوراً))] [((وَهَبْ لِي نُوراً عَلَى نُورٍ))].

[33] આ સંપૂણ શબ્દો જોવા માટે જુઓ બુખારી, ૧૧/૧૧૬, હદીષ નંબર: ૬૩૧૬, મુસ્લિમ, ૧/૫૨૬,૫૨૯,૫૩૦, હદીષ નંબર: ૭૬૩.

(([હે અલ્લાહ ! મારી કબરમાં નૂર કરી દે અને મારા હાડકાઓમાં નૂર કરી દે]))[34] [((અને મને વધારે નૂર આપ, અને મને વધારે નૂર આપ, અને મને વધારે નૂર આપ))][35] (( અને મને નૂર પર નૂર આપ.))][36]

## ૧૩_ મસ્જિદમાં દાખલ થતી વખતે પઢવાની દુઆ

**20– ((يَبْدَأُ بِرِجْلِهِ الْيُمْنَى))، وَيَقُولُ: ((أَعُوذُ بِاللَّهِ العَظِيمِ، وَبِوَجْهِهِ الْكَرِيمِ، وَسُلْطَانِهِ الْقَدِيمِ، مِنَ الشَّيْطَانِ الرَّجِيمِ)) [بِسْمِ اللَّهِ، وَالصَّلَاةُ] [وَالسَّلَامُ عَلَى رَسُولِ اللَّهِ] ((اللَّهُمَّ افْتَحْ لِي أَبْوَابَ رَحْمَتِكَ)).**

૨૩- ((તે પહેલા પોતાના જમણા પગથી શરૂ કરશે))[37] અને કહેશે: ((હું પનાહ માંગુ છું મહાનતા વાળા અલ્લાહ ની અને તેના દયાળું ચહેરા અને પ્રાચીન

---

[34] તિર્મિઝી, ૫/૪૮૩, હદીષ નંબર: ૩૪૧૯.

[35] આ હદીષને ઈમામ બુખારી રહ. એ અદબુલ્ મુફ્રદમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૬૯૫, પેજ નંબર: ૨૫૮, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અદબુલ્ મુફ્રદમાં આ હદીષની સનદને સહીહ કહી છે, હદીષ નંબર: ૫૩૬.

[36] ઇબ્ને હજર રહ. એ ફત્હુલ્ બારીમાં વર્ણન કરી છે અને તેમણે ઇબ્ને અબી આસિમની કિતાબ અદ્ દુઆ તરફ સંબોધિત કરી છે, જુઓ: અલ્ ફત્હ, ૧૧/૧૧૮, અને કહ્યું કે તેમણે આ હદીષને તેમણે પચીસ રિવાયત સત્હે એકઠી કરી છે.

[37] અનસ બિન માલિક રઝી.નો કોલ-: ((સુન્નત એ છે કે જ્યારે તમે મસ્જિદમાં દાખલ થાઓ ત્યારે જમણા પગથી શરૂઆત કરો, અને જ્યારે નીકળો ત્યારે ડાબા પગથી શરૂઆત કરો)), ઈમામ હાકિમ રહ. એ રિવાયત કરી છે અને ઈમામ મુસ્લિમ રહ.ની શરત મુજબ સહીહ કહી છે, ૧/૨૧૮, અને ઈમામ ઝહબી રહ.એ પુષ્ટિ કરી છે, અને ઈમામ બયહકી રહ. એ રિવાયત કરી છે, ૨/૪૪૨, અને ઈમામ અલબાની રહ.એ સિલ્સિલતુલ્ અહાદિષુસ્ સહીહાહમાં હસન કહી છે, ૫/૬૨૪, હદીષ નંબર: ૨૪૭૮.

સામ્રાજ્ય ની ધૃતકારેલા શૈતાન થી))[38] ((અલ્લાહના નામ થી દાખલ થવ છું, અને અલ્લાહના રસૂલ પર દરૂદ નાઝિલ થાય))[39] [અને અલ્લાહના રસૂલ પર સલામતી થાય][40] ((હે અલ્લાહ ! મારાં માટે તારી રહેમત નાં દરવાજા ખોલી નાંખ.))[41]

## ૧૪_ મસ્જિદ માંથી નીકળતી વખતે પઢવાની દુઆ

**21**– ((يَبْدَأُ بِرِجْلِهِ الْيُسْرَى)) وَيَقُولُ: ((بِسْمِ اللَّهِ وَالصّلَاةُ وَالسَّلَامُ عَلَى رَسُولِ اللَّهِ، اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ مِنْ فَضْلِكَ، اللَّهُمَّ اعْصِمْنِي مِنَ الشَّيْطَانِ الرَّجِيمِ)).

૨૧- ((તે પહેલા પોતાના ડાબા પગથી શરૂ કરશે))[42] અને કહેશે: ((શરૂ કરું છું અલ્લાહના નામથી, દરૂદ અને સાલમતી ઉતરે અલ્લાહના નબી ﷺ પર, હે

---

[38] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૪૬૬, જુઓ: સહીહુલ જામિઅ, હદીષ નંબર: ૪૫૯૧.

[39] ઈબ્ને સુન્ની રહ.એ રિવાયત કરી છે, હદીષ નંબર: ૮૮, અને ઈમામ અલબાની રહ.એ અષ્ ષમરુલ્ મુસ્તતાબમાં હસન કહી છે, પેજ નંબર: ૬૦૭.

[40] અબૂ દાવૂદ, ૧/૧૨૬, હદીષ નંબર: ૪૬૫, જુઓ: સહીહુલ જામિઅ, ૧/૫૨૮.

[41] મુસ્લિમ, ૧/૪૯૪, હદીષ નંબર: ૭૧૩, અને સુનન્ ઇબ્ને માજહમાં ફાતિમા રઝી.ની હદીષ છે: ((હે અલ્લાહ ! મારા ગુનાહો માફ કરી દે, અને મારા માટે તારી રહેમતોના દરવાજા ખોલી નાખ)), અને ઈમામ અલ્બાની રહ.એ આ હદીષને તેની બીજી રિવાયતોના કારણે સહીહ કહી છે, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૧/૧૨૮-૧૨૯.

[42] હાકીમ, ૧/૨૧૮, બયહકી, ૨/૪૪૨, અને ઈમામ અલ્બાની રહ. એ સિલ્સિલતુ અહાદિષુસ્ સહીહહમાં હસન કહી છે, ૫/૬૨૪, હદીષ નંબર: ૨૪૭૮, આ હદીષની તઃરીજ આગળ વર્ણન થઇ ચુકી છે.

અલ્લાહ ! હું તારી પાસે તારી કૃપાનો સવાલ કરૂં છું, હે અલ્લાહ ! તું મને ધૃતકારેલા શૈતાનથી બચાવ))[43]

## ૧૫_ અઝાન માટે ઝિકર

૨૨- મુઅઝ્ઝિન્ નાં જવાબ માં એ જ શબ્દો કહેવા જે મુઅઝ્ઝિન્ કહે છે, પરંતુ ((હય્ય અલસ્ સલાહ"અને "હય્ય અલલ્ ફલાહ"નાં જવાબ માં)) કહેશે: ((“લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ"કહે))[44]

**23–** **يَقُولُ**: ((وَأَنَا أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ وَأَنَّ مُحَمَّداً عَبْدُهُ وَرَسُولُهُ، رَضِيتُ بِاللَّهِ رَبّاً، وَبِمُحَمَّدٍ رَسُولاً، وَبِالْإِسْلاَمِ دِيناً)) ((**يَقُولُ ذَلِكَ عَقِبَ تَشَهُّدِ الْمُؤَذِّنِ**)).

૨૩- અને હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ સાચો ઇલાહ નથી તે એકલો છે તેનો કોઈ ભાગીદાર નથી અને મુહમ્મદ ﷺ અલ્લાહના બંદા અને રસૂલ છે , હું રાજી છું અલ્લાહના રબ હોવા થી, અને મુહમ્મદ ﷺ ના રસૂલ હોવા થી અને ઈસ્લામ નાં દીન હોવા થી.))[45] (( જયારે મુઅઝ્ઝિન અશ્હદુ અન્ના કહે ત્યારે આ કહેવું))[46]

---

43 મસ્જિદમાં દાખલ થવા બાબતેની જે દુઆઓ વર્ણન કરવામાં આવી છે તે હદીષની તખ્રીજ માટે જુઓ નંબર(૨૦) ((હે અલ્લાહ ! મારી ધૃતકારેલા શૈતાનથી હિફાઝત કર)) ઇબ્ને માજહ , જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૧/૧૨૯.

44 બુખારી, ૧/૧૫૨, હદીષ નંબર : ૬૧૧, ૬૧૩, મુસ્લિમ, ૧/૨૮૮, હદીષ નંબર: ૩૮૩.

45 મુસ્લિમ, ૧/૨૯૦, હદીષ નંબર : ૩૮૬.

46 ઇબ્ને ખુઝૈમહ: ૧/૨૨૦.

૨૪- ((મુઅઝ્ઝિનનો જવાબ આપ્યા પછી નબી ﷺ પર દરૂદ પઢવું.))[47]

25- يَقُولُ: ((اللَّهُمَّ رَبَّ هَذِهِ الدَّعْوَةِ التَّامَّةِ، وَالصَّلاَةِ الْقَائِمَةِ، آتِ مُحَمَّداً الْوَسِيلَةَ وَالْفَضِيلَةَ، وَابْعَثْهُ مَقَاماً مَحمُوداً الَّذِي وَعَدْتَهُ، [إِنَّكَ لَا تُخْلِفُ الْمِيعَادَ])).

૨૫- તે કહેશે: ((હે અલ્લાહ ! તે સંપૂર્ણ દીન અને ઉભી થવાવાળી નમાઝના પાલનહાર ! મુહમ્મદﷺને વસિલો અને મહત્વતા નસીબ કર, અને તેમને મહમૂદ નામની જગ્યા પર ઉભા કર, જેનું વચન તે એમને આપ્યું છે, ખરેખર તું વચન તોડનાર નથી))[48]

૨૬- ((અઝાન અને ઈકામત ની વચ્ચે પોતાના માટે દુઆ કરવી કારણ કે તે સમય ની દુઆ રદ કરવામાં નથી આવતી))[49]

## ૧૬_ નમાઝ શરૂ કરવાની દુઆ

27- ((اللَّهُمَّ بَاعِدْ بَيْنِي وَبَيْنَ خَطَايَايَ كَمَا بَاعَدْتَ بَيْنَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ، اللَّهُمَّ نَقِّنِي مِنْ خَطَايَايَ كَمَا يُنَقَّى الثَّوْبُ الْأَبْيَضُ مِنَ الدَّنَسِ، اللَّهُمَّ اغْسِلْنِي مِنْ خَطَايَايَ، بِالثَّلْجِ وَالْماءِ وَالْبَرَدِ)).

---

[47] મુસ્લિમ, ૧/૨૮૮, હદીષ નંબર: ૩૮૪.

[48] બુખારી, ૧/૧૫૨, હદીષ નંબર: ૬૧૪, અને જે બંને કૌંસ વચ્ચે છે તે બયહકીમાં છે, ૧/૪૧૦, અને અલ્લામા ઇબ્ને બાઝ રહ.એ આ હદીષની સનદને તોહ્ફતુલ્ અખબારમાં હસન કહી છે, પેજ નંબર: ૩૮.

[49] તિર્મિઝી, હદીષ નંબર: ૩૫૯૪, અને ૩૫૯૫, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૫૨૫, અહમદ, હદીષ નંબર: ૧૨૨૦૦, જુઓ: ઈરવાઉલ્ ગલીલ, ૧/૨૬૨.

૨૭- ((હે અલ્લાહ ! તું મારા અને મારા ગુનાહો વચ્ચે એટલું અંતર કરી દે જેટલું પૂર્વ અને પશ્ચિમ દરમિયાન છે, હે અલ્લાહ ! મને ગુનાહોથી એવી રીતે પાક કરી દે, જે રીતે સફેદ કપડાં માંથી મેલ સાફ કરવામાં આવે છે, હે અલ્લાહ ! તું મારા ગુનાહોને પાણી, બરફ અને કરાથી ધોઈ નાખ))[50]

**28–** ((**سُبْحانَكَ اللَّهُمَّ وَبِحَمْدِكَ، وَتَبارَكَ اسْمُكَ، وَتَعَالَى جَدُّكَ، وَلاَ إِلَهَ غَيْرُكَ**)).

૨૮- (( હે અલ્લાહ તું પાક છે અને દરેક પ્રકારના વખાણ ફક્ત તારા જ માટે છે, તારું નામ બરકતવાળું છે અને તું બુઝુર્ગ અને ઉંચ્ચ છે, તારા સિવાય કોઈ સાચો ઇલાહ નથી))[51].

**29–** ((**وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمَوَاتِ وَالأَرْضَ حَنِيفَاً وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ، إِنَّ صَلاَتِي، وَنُسُكِي، وَمَحْيَايَ، وَمَمَاتِي لِلَّهِ رَبِّ الْعَالَمِينَ، لاَ شَرِيكَ لَهُ وَبِذَلِكَ أُمِرْتُ وَأَنَا مِنَ الْمُسْلِمِينَ. اللَّهُمَّ أَنْتَ المَلِكُ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ، أَنْتَ رَبِّي وَأَنَا عَبْدُكَ، ظَلَمْتُ نَفْسِي وَاعْتَرَفْتُ بِذَنْبِي فَاغْفِرْ لِي ذُنُوبِي جَمِيعَاً إِنَّهُ لاَ يَغْفِرُ الذُّنوبَ إِلاَّ أَنْتَ. وَاهْدِنِي لِأَحْسَنِ الأَخْلاقِ لاَ يَهْدِي لِأَحْسَنِها إِلاَّ أَنْتَ، وَاصْرِفْ عَنِّي سَيِّئَهَا، لاَ يَصْرِفُ عَنِّي سَيِّئَهَا إِلاَّ أَنْتَ، لَبَّيْكَ وَسَعْدَيْكَ، وَالخَيْرُ كُلُّهُ بِيَـــدَيْكَ، وَالشَّـرُّ لَيْسَ إِلَيْــكَ، أَنَا بِكَ وَإِلَيْكَ، تَبارَكْتَ وَتَعَالَيْتَ، أَسْتَغْفِرُكَ وَأَتوبُ إِلَيْكَ**)).

---

[50] બુખારી, ૧/૧૮૧, હદીષ નંબર : ૭૪૪, મુસ્લિમ, ૧/૪૧૯, હદીષ નંબર: ૫૯૮.

[51] મુસ્લિમ, હદીષ નંબર: ૩૯૯, અને સુનન્ની ચારેય કિતાબના લેખકો એ રિવાયત કરી છે, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૭૭૫, તિર્મિઝી, હદીષ નંબર: ૨૪૩, નસાઈ, હદીષ નંબર: ૮૯૯, જુઓ: સહીહ તિર્મિઝી, ૧/૭૭, અને સહીહ ઇબ્ને માજહ, ૧/૧૩૫.

૨૯- ((મેં મારૂં મોઢું એ હસ્તી તરફ ફેરવી લીધું જેણે આસમાનો અને જમીન ને પૈદા કર્યા એક તરફ થઈ ને , અને હું મુશરિકોમાંથી નથી, મારી નમાઝ ,મારી કુરબાની, મારૂં જીવન અને મારૂં મૃત્યુ અલ્લાહ રબ્બુલ આલમીન માટે છે , તેનો કોઈ ભાગીદાર નથી, અને મને આ જ હુકમ આપવામાં આવ્યો છે ,અને હું મુસલમનો માંથી છું, હે અલ્લાહ ! તું જ બાદશાહ છે ,તારા સિવાય કોઈ સાચો પૂજ્ય નથી તું જ મારો રબ છે અને હું તારો બંદો છું, મેં મારા ઉપર અત્યાચાર કર્યો અને મારા ગુનાહ ને સ્વીકારૂં છું , બસ ! મને અને મારા દરેક ગુનાહો ને માફ કરી દે , કારણ કે તારા સિવાય કોઈ ગુનાહો ને માફ કરનાર નથી , અને મને સૌથી શ્રેષ્ઠ વર્તણૂક (અખલાક) નું માર્ગદર્શન આપ, સારી વર્તણૂક નું માર્ગદર્શન તારા સિવાય કોઈ આપનાર નથી,અને ખરાબ વર્તણૂંક મારા પર થી હટાવી દે,કારણ કે મારા પર થી ખરાબ વર્તણૂંક કોઈ હટાવી શકતું નથી,હાજર છું,હાજર છું,અને દરેક ભલાઈ તારા હાથ માં છે, અને બુરાઈ તારા તરફ નથી ,હું તારી તોફિક થી છું અને તારી તરફ ધ્યાન કેન્દ્રિત કરૂં છે તું બરકત વાળો અને ઉચ્ચ છે, હું તારી પાસે માફી માંગુ છુ,અને તારી તરફ પાછો ફરૂં છું."))[52]

**30–** ((**اللَّهُمَّ رَبَّ جِبْرَائِيلَ، وَمِيْكَائِيلَ، وَإِسْرَافِيلَ، فَاطِرَ السَّمَوَاتِ وَالأَرْضِ، عَالِمَ الغَيْبِ وَالشَّهَادَةِ أَنْتَ تَحْكُمُ بَيْنَ عِبَادِكَ فِيمَا كَانُوا فِيهِ يَخْتَلِفُونَ. اهْدِنِي لِمَا اخْتُلِفَ فِيهِ مِنَ الْحَقِّ بِإِذْنِكَ إِنَّكَ تَهْدِي مَنْ تَشَاءُ إِلَى صِرَاطٍ مُسْتَقِيمٍ**)).

30- ((હે અલ્લાહ! હે જિબ્રઇલ ,મિકાઈલ અને ઈસરાફિલ ના પાલનહાર, આસમાનો અને જમીન ને પૈદા કરનાર, છુપુ અને જાહેર ને જાણનાર, પોતાનાં બંદાઓ ની વચ્ચે તું જ એ વસ્તુ વિશે નિર્ણય કરીશ જેનો તેઓ વિરોધ કરતા

[52] મુસ્લિમ, ૧/૫૩૪, હદીષ નંબર: ૭૭૧.

હતાં, હકની જે વાતોમાં વિરોધ થઈ ગયો છે તેમાં મને તારી પરવાનગીથી હક ની હિદાયત આપી દે, ખરેખર તું જેને ઈચ્છે તેને સીધાં રસ્તા નું માર્ગદર્શન આપે છે.))[53]

**31–** ((**اللَّهُ أَكْبَرُ كَبِيراً، اللَّهُ أَكْبَرُ كَبِيراً، اللَّهُ أَكْبَرُ كَبِيراً، وَالْحَمْدُ لِلَّهِ كَثيراً، وَالْحَمْدُ لِلَّهِ كَثيراً، وَالْحَمْدُ لِلَّهِ كَثيراً، وَسُبْحَانَ اللَّهِ بُكْرَةً وَأَصِيلاً**)) **ثَلاثاً** ((**أَعُوذُ بِاللَّهِ مِنَ الشَّيْطَانِ: مِنْ نَفْخِهِ، وَنَفْثِهِ، وَهَمْزِهِ**)).

૩૧- ((અલ્લાહ સૌથી મોટો છે, ખૂબ જ મોટો છે, અલ્લાહ સૌથી મોટો છે, ખૂબ જ મોટો છે,અલ્લાહ સૌથી મોટો છે ખૂબ જ મોટો છે, અને દરેક વખાણ અલ્લાહ માટે છે, ખૂબ જ વધારે, અને દરેક વખાણ અલ્લાહ માટે છે ખૂબ જ વધારે,અને દરેક વખાણ અલ્લાહમાટે છે ખૂબ જ વધારે,અને અલ્લાહ પાક છે, સવાર - સાંજ હું અલ્લાહ ની પનાહ માંગુ છું, શૈતાનથી અને તેની ફૂંકથી, તેનાં થૂંકથી, અને તેની ચાલથી.))[54]

---

[53] મુસ્લિમ, ૧/૫૩૪, હદીષ નંબર: ૭૭૦.

[54] અબૂ દાવૂદ, ૧/૨૦૩, હદીષ નંબર: ૭૬૪, ઇબ્ને માજહ, ૧/૨૬૫, હદીષ નંબર: ૮૦૭, અહમદ, ૪/૮૫, હદીષ નંબર: ૧૬૭૩૯, અને શુઐબ અલ્ અર્નાઊત એ મુસ્નદની પુષ્ટિમાં આ હદીષને ((હસન લિગૈરિહિ)) કહી છ, અને અબ્દુલ્ કાદિર અલ્ અર્નાઊતએ ઇબ્ને તૈમિયહ રહ. ની કિતાબ અલ્ કલિમુત્ તૈય્યીબની તખ્રીજમાં કહ્યું, હદીષ નંબર: ૭૮, (( આ હદીષ તેની બીજી હદીષોના કારણે સહીહ છે, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અલ્ કલિમુત્ તૈય્યીબમાં વર્ણન કરી છે, હદીષ નંબર: ૬૨, અને આ જ પ્રમાણેની હદીષ ઇબ્ને ઉમર રઝી. થી રિવાયત કરી છે અને તેમાં તે કિસ્સો પણ વર્ણન છે, ૧/૪૨૦, હદીષ નંબર: ૬૦૧.

**32–** ((**اللَّهُمَّ لَكَ الْحَمْدُ، أَنْتَ نُورُ السَّمَوَاتِ وَالأَرْضِ وَمَنْ فِيهِنَّ، وَلَكَ الْحَمْدُ أَنْتَ قَيِّمُ السَّمَوَاتِ وَالأَرْضِ وَمَنْ فِيهِنَّ، [وَلَكَ الْحَمْدُ أَنْتَ رَبُّ السَّموَاتِ وَالأَرْضِ وَمَنْ فِيهِنَّ] [وَلَكَ الْحَمْدُ لَكَ مُلْكُ السَّمَوَاتِ وَالأَرْضِ وَمَنْ فِيهِنَّ] [وَلَكَ الْحَمْدُ أَنْتَ مَلِكُ السَّمَوَاتِ وَالأَرْضِ] [وَلَكَ الْحَمْدُ] [أَنْتَ الْحَقُّ، وَوَعْدُكَ الْحَقُّ، وَقَوْلُكَ الْحَقُّ، وَلِقاؤُكَ الْحَقُّ، وَالْجَنَّةُ حَقٌّ، وَالنَّارُ حَقٌّ، وَالنَّبِيُّونَ حَقٌّ، وَمحَمَّدٌ –صلى الله عليه وسلم– حَقٌّ، وَالسّاعَةُ حَقٌّ] [اللَّهُمَّ لَكَ أَسْلَمتُ، وَعَلَيْكَ تَوَكَّلْتُ، وَبِكَ آمَنْتُ، وَإِلَيْكَ أَنَبْتُ، وَبِكَ خاصَمْتُ، وَإِلَيْكَ حاكَمْتُ. فَاغْفِرْ لِي مَا قَدَّمْتُ، وَمَا أَخَّرْتُ، وَمَا أَسْرَرْتُ، وَمَا أَعْلَنْتُ] [وَمَا أَنْتَ أَعْلَمُ بِهِ مِنِّي] [أَنْتَ الْمُقَدِّمُ، وَأَنْتَ الْمُؤَخِّرُ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ] [أَنْتَ إِلَهِي لاَ إِلَهَ إِلاَّ أَنْتَ] [وَلاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ]**)).

૩૨- ((હે અલ્લાહ! દરેક વખાણ તારાં માટે જ છે,[55] [૫૫] અને તું જ આકશો અને જમીનો નું નૂર છે ,અને જે તેમાં છે એનું નૂર પણ તું છે,અને તારા માટે જ પ્રશંસા છે ,અને તું જ આકાશો અને જમીનો ને કાયમ રાખનાર છે અને તું જ જે તેમાં છે એને પણ કાયમ રાખનાર છે , અને તારા માટે જ પ્રશંસા છે , તું જ આકાશો અને જમીનો નો માલિક છે અને જે તેમાં છે એમનો પણ માલિક તું જ છે, અને તારા માટે જ પ્રશંસા છે ,તું જ હક છે અને તારું વચન હક છે , અને નબી હક છે , અને કયામત હક છે ,અને મુહમ્મદ હક છે,હે અલ્લાહ! હું તારા માટે જ આધીન થઈ ગયો અને તારી પર જ મેં વિશ્વાસ કર્યો છે, અને તારી પર જ ઈમાન લાવ્યો ,અને તારી તરફ જ હું રુજુઅ થયો ,અને તારી મદદ ની સાથે જ દુશ્મનો સાથે ઝઘડો કર્યો , અને તારી જ તરફ ફેંસલો લઈ ને આવ્યો ,બસ મને માફ કરી દે એ દરેક માટે જે મેં પહેલા કર્યું અને જે મેં પાછળ કર્યું અને જે

[55] નબી ﷺ જ્યારે રાત્રે તહ્જુદ પઢવા ઉઠતા તો આ દુઆ પઢતા હતા.

મેં છૂપાવીને કર્યું અને જે મેં જાહેર માં કર્યું, તું જ આગળ કરનાર છે અને તું જ પાછળ કરનાર છે, તારા સિવાય કોઈ સાચો પૂજ્ય નથી,તું જ મારો ઈલાહ છે ,તારા સિવાય કોઈ ઈલાહ નથી.))[56]

## ૧૭_ રૂકૂઅની દુઆ

**33**– ((سُبْحانَ رَبِّيَ الْعَظِيمِ)).

33- ((મારો પાલનહાર ઘણો જ બુલંદ છે))ત્રણ વખત.[57]

**34**– ((سُبْحَانَكَ اللَّهُمَّ رَبَّنَا وَبِحَمْدِكَ، اللَّهُمَّ اغْفِرْ لِي)).

૩૪- ((હે અલ્લાહ ! તું પાક છે અને તું જ અમારો પાલનહાર છે, દરેક પ્રકારના વખાણ ફક્ત તારા જ માટે છે, હે અલ્લાહ ! તું મને માફ માફ કરી દે))[58]

**35**– ((سُبُّوحٌ، قُدُّوسٌ، رَبُّ المَلاَئِكَةِ وَالرُّوحِ)).

[56] બુખારી મઅલ્ ફત્હ, 3/3 અને ૧૧/૧૧૬, ૧3/ 3૭૧, ૪૨3, ૪૬૫, હદીષ નંબર: ૧૧૨૦, ૬3૧૭, ૭3૮૫, ૭૪૪૨, ૭૪૯૯, અને ઈમામ મુસ્લિમ રહ. એ આ પ્રમાણેની જ રિવાયત સંક્ષિપ્ત રૂપમાં વર્ણન કરી છે, ૧/૫3૨, હદીષ નંબર: ૭૬૯.

[57] સુનનની ની કિતાબના દરેક લેખક એ આ હદીષ રિવાયત કરી છે, અન ઈમામ અહમદ એ પણ: અબૂ દાવૂદ, હદીષ નંબર: ૮૭૦, તિર્મિઝી, હદીષ નંબર: ૨૬૨, નસાઈ, ૧૦૦૭, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૮૯૭, અહમદ, હદીષ નંબર: 3૫૧૪, જુઓ: સહીહ તિરીઝી, ૧/૮3.

[58] બુખારી, ૧/૯૯, હદીષ નંબર : ૭૯૪, ૬૧3, મુસ્લિમ, ૧/3૫૦, હદીષ નંબર : ૪૮૪.

૩૫- ((પવિત્ર છે તે અલ્લાહ જે બરકતવાળો છે અને ફરિશ્તાઓ અને રૂહ (જિબ્રઈલ) નો પાલનહાર છે))[59]

**36**– ((**اللَّهُمَّ لَكَ رَكَعْتُ، وَبِكَ آمَنْتُ، وَلَكَ أَسْلَمْتُ، خَشَعَ لَكَ سَمْعِي، وَبَصَرِي، وَمُخِّي، وَعَـظْمِي، وَعَصَبِي، [وَمَا استَقَلَّتْ بِهِ قَدَمِي]**)).

૩૬- ((હે અલ્લાહ ! હું તારા માટે જ ઝૂક્યો, તારા પર જ ઈમાન લાવ્યો , તારો જ આજ્ઞાકારી બન્યો, તારા માટે જ ડરી ને ઝુકી ગયો, મારા કાન, મારી આંખો, મારું મગજ, મારાં હાડકાંઓ, મારી પીઠ, {અને (તે શરીર) જેનાથી મેં પગલાં ભર્યાં છે.]))[60]

**37**– ((**سُبْحَانَ ذِي الْجَبَرُوتِ، وَالْمَلَكُوتِ، وَالْكِبْرِيَاءِ، وَالْعَظَمَةِ**)).

૩૭- ((પાક છે, અત્યંત કુદરત અને વિશાળ મુલ્ક વાળો અને મહાનતા અને ભવ્યતા વાળો.))[61]

## ૧૮_ રૂકુઅ માંથી ઊભા થતી વખત ની દુઆ

[59] મુસ્લિમ, ૧/૩૫૩, હદીષ નંબર: ૪૮૭, અબૂ દાવૂદ, ૧/૨૩૦, હદીષ નંબર: ૮૭૨.

[60] મુસ્લિમ, ૧/૫૩૪, હદીષ નંબર: ૭૭૧, અને ઇબ્ને માંજહ સિવાય દરેક સુનનની કિતાબના લેખકણ એ આ હદીષ રિવાયત કરી છે, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૭૬૦, અને ૭૬૧, તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૨૧, નસાઈ, હદીષ નંબર: ૧૦૪૯, અને જે બંને કૌંસ વચ્ચે છે તે શબ્દો ઇબ્ને ખુઝૈમાના છે, ઇબ્ને હિબ્બાન, હદીષ નંબર: ૧૯૦૧.

[61] અબૂ દાવૂદ, ૧/૨૩૦, હદીષ નંબર: ૮૭૩, નસાઈ, હદીષ નંબર: ૧૧૩૧, અહમદ, હદીષ નંબર: ૨૩૯૮૦, અને તેની સનદ હસન છે.

**38–** ((سَمِعَ اللَّهُ لِمَنْ حَمِدَهُ)).

૩૮- ((અલ્લાહએ સાંભળ્યું, જેણે તેની પ્રસંશા કરી.))[62]

**39–** ((رَبَّنَا وَلَكَ الْحَمْدُ، حَمْداً كَثيراً طَيِّباً مُبارَكاً فِيهِ)).

૩૯- ((હે અમારા પાલનહાર ! દરેક પ્રકારના વખાણ તારા જ માટે છે, ઘણા જ વખાણ જેમાં પવિત્રતા અને બરકત છે.))[63].

**40–** ((مِلْءَ السَّمَوَاتِ وَمِلْءَ الأَرْضِ، وَمَا بَيْنَهُمَا، وَمِلْءَ مَا شِئْتَ مِنْ شَيءٍ بَعْدُ. أَهلَ الثَّناءِ وَالْمَجْدِ، أَحَقُّ مَا قَالَ الْعَبْدُ، وَكُلُّنَا لَكَ عَبْدٌ. اللَّهُمَّ لاَ مَانِعَ لِمَا أَعْطَيْتَ، وَلاَ مُعْطِيَ لِمَا مَنَعْتَ، وَلاَ يَنْفَعُ ذَا الجَدِّ مِنْكَ الجَدُّ)).

૪૦- ((હે અલ્લાહ ! તારા જ માટે પ્રશંસા છે એટલી પ્રશંસા જેનાથી આસમાન અને ઝમીન ભરાઈ જાય અને તે બંનેની વચ્ચેનું પણ ભરાઈ જાય અને તેના પછી જે વસ્તુ ઈચ્છે, તે ભરાઈ જાય, હે પ્રશંસા અને બુઝૂર્ગી ને લાયક ઝાત , સૌથી સાચી વાત, જે બંદા એ કહી તે આ છે, અને અમે બધાં જ તારા બંદાઓ છે , હે અલ્લાહ ! જે તું આપે તેને કોઈ રોકનાર નથી અને જો તું રોકી લે તેને કોઈ આપનાર નથી, અને કોઈ ઈજ્જત વાળા ને તેની ઈજ્જત તારી સામે કોઈ ફાયદો પહોંચાડી શકતી નથી.))[64]

---

[62] બુખારી મઅલ્ ફત્હ,૨/૨૮૨, હદીષ નંબર: ૭૯૬.

[63] બુખારી મઅલ્ ફત્હ,૨/૨૮૨, હદીષ નંબર: ૭૯૬.

[64] મુસ્લિમ, ૧/૩૪૬, હદીષ નંબર: ૪૭૭.

## ૧૯_ સજદહની દુઆ

**41**– ((سُبْحَانَ رَبِّيَ الأَعْلَى)).

૪૧- (૧) ((મારો પાલનહાર પાક છે અને બુલંદ છે.)) (ત્રણ વખત પઢે)[65]

**42**– ((سُبْحَانَكَ اللَّهُمَّ رَبَّنَا وَبِحَمْدِكَ، اللَّهُمَّ اغْفِرْ لِي)).

૪૨- ((હે અલ્લાહ ! તું પાક છે અને તું જ અમારો પાલનહાર છે, દરેક પ્રકારના વખાણ ફક્ત તારા જ માટે છે, હે અલ્લાહ ! તું મને માફ માફ કરી દે))[66]

**43**– ((سُبوحٌ، قُدُّوسٌ، رَبُّ الْمَلَائِكَةِ وَالرُّوحِ)).

૪૩- ((પવિત્ર છે, તે અલ્લાહ જે બરકતવાળો છે અને ફરિશ્તાઓઅને રૂહ ( જિબ્રઈલ) નો પાલનહાર છે))[67]

**44**– ((اللَّهُمَّ لَكَ سَجَدْتُ وَبِكَ آمَنْتُ، وَلَكَ أَسْلَمْتُ، سَجَدَ وَجْهِيَ لِلَّذِي خَلَقَهُ، وَصَوَّرَهُ، وَشَقَّ سَمْعَهُ وَبَصَرَهُ، تَبَارَكَ اللَّهُ أَحْسنُ الْخَالِقِينَ)).

---

65 સુનનની ની કિતાબના દરેક લેખક એ આ હદીષ રિવાયત કરી છે, અન ઈમામ અહમદ એ પણ: અબૂ દાવૂદ, હદીષ નંબર: ૮૭૦, તિર્મિઝી, હદીષ નંબર: ૨૬૨, નસાઈ, ૧૦૦૭, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૮૯૭, અહમદ, હદીષ નંબર: ૩૫૧૪, જુઓ: સહીહ તિરીઝી, ૧/૮૩.

66 બુખારી, હદીષ નંબર: ૭૯૪, મુસ્લિમ, હદીષ નંબર: ૪૮૪, અને તેનો નંબર પસાર થઇ ગયો, ૩૪.

67 મુસ્લિમ, ૧/૫૩૩, હદીષ નંબર: ૪૮૭, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૮૭૨, અને તેનો નંબર પસાર થઇ ગયો, ૩૫.

૪૪- ((હે અલ્લાહ ! મેં તારા માટે જ સિજદો કર્યો, તારા પર જ ઈમાન લાવ્યો, તારો જ આજ્ઞાકારી બન્યો, મારા મોઢાએ તે હસ્તી માટે સિજદો કર્યો, જેણે તેને પૈદા કર્યો, તેણે તેની સૂરત બનાવી, કાન અને આંખોના પડદા બનાવ્યા, બરકત વાળો છે, તે અલ્લાહ જે તમામ બનાવવા વાળાઓ માંથી શ્રેષ્ઠ છે.))[68]

**45–** ((**سُبْحَانَ ذِي الْجَبَرُوتِ، وَالْمَلَكُوتِ، وَالْكِبْرِيَاءِ، وَالْعَظَمَةِ**)).

૪૫- ((પાક છે, અત્યંત કુદરત અને વિશાળ મુલ્ક વાળો અને મહાનતા અને ભવ્યતા વાળો.))[69]

**46–** ((**اللَّهُمَّ اغْفِرْ لِي ذَنْبِي كُلَّهُ: دِقَّهُ وَجِلَّهُ، وَأَوَّلَهُ وَآخِرَهُ، وَعَلاَنِيَّتَهُ وَسِرَّهُ**)).

૪૬- ((હે અલ્લાહ ! મને અને મારા નાના-મોટા, આગળ અને પાછળના, જાહેર અને છુપા દરેક ગુનાહો ને માફ કરી દે.))[70]

**47–** ((**اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِرِضَاكَ مِنْ سَخَطِكَ، وَبِمُعَافَاتِكَ مِنْ عُقوبَتِكَ، وَأَعُوذُ بِكَ مِنْكَ، لاَ أُحْصِي ثَنَاءً عَلَيْكَ، أَنْتَ كَمَا أَثْنَيْتَ عَلَى نَفْسِكَ**)).

૪૭- ((હે અલ્લાહ ! હું તારી પ્રસન્નતા વડે ગુસ્સાથી પનાહ માંગુ છું અને તારી માફી વડે તારી પકડથી પનાહ માંગુ છું, અને હું તારા થી તારી જ પનાહ માંગુ

---

[68] મુસ્લિમ, ૧/૫૩૪, હદીષ નંબર: ૭૭૧, વગેરે.

[69] અબૂ દાવૂદ, ૧/૨૩૦, હદીષ નંબર: ૮૭૩, નસાઈ, હદીષ નંબર: ૧૧૩૧, અહમદ, હદીષ નંબર: ૨૩૯૮૦, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અબૂ દાવૂદમાં સહીહ કહી છે, ૧/૧૬૬, આ હદીષની તખ્રીજ અમે નંબર: ૩૭ માં વર્ણન કરી ચુક્યા છે.

[70] મુસ્લિમ, ૧/૨૩૦, હદીષ નંબર: ૪૮૩.

છું, હું સંપૂર્ણ રીતે તારી પ્રશંસા નથી કરી શકતો , તું એવી રીતે છે, જેવી રીતે તે તારી પોતાની પ્રશંસા કરી છે.))[71]

## ૨૦_ બંને સિજદા વચ્ચેની બેઠકમાં પઢવાની અમુક દુઆઓ

**48**– ((رَبِّ اغْفِرْ لِي، رَبِّ اغْفِرْ لِي)).

૪૫- ((હે મારા પાલનહાર ! મને માફ કરી દે, હે મારા પાલનહાર ! મને માફ કરી દે))[72]

**49**– ((اللَّهُمَّ اغْفِرْ لِي، وَارْحَمْنِي، وَاهْدِنِي، وَاجْبُرْنِي، وَعَافِنِي، وَارْزُقْنِي، وَارْفَعْنِي)).

૪૯- ((હે અલ્લાહ ! તું મને માફ કરી દે, મારા પર રહમ કર, મને હિદાયત આપ, મારા નુકસાન પૂરા કરી દે, મને આફિયત આપ, અને મને રોજી આપ, અને મને ઉંચ્ચ કરી દે.))[73].

## ૨૧_ સજદહ એ તિલાવત ( કુરઆનમાં આવતા સિજદા) ની દુઆ

[71] મુસ્લિમ, ૧/૩૫૨, હદીષ નંબર: ૪૮૬.

[72] અબૂ દાવૂદ, ૧/૨૩૧, હદીષ નંબર: ૮૭૪, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૮૯૭, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૧/૧૪૮.

[73] આ હદીષને ઈમામ નસાઈ સિવાય સુનનની કિતાબના દરેક લેખકો એ રિવાયત કરી છે: અબૂ દાવૂદ, ૧/૨૩૧ હદીષ નંબર: ૮૫૦, તિર્મિઝી, હદીષ નંબર: ૨૮૫, ૨૮૫, ઈબ્ને માજહ, હદીષ નંબર: ૮૯૮, જુઓ: સહીહ તિર્મિઝી, ૧/૯૦, અને સહીહ ઈબ્ને માજહ, ૧/૧૪૮.

50– ((سَجَدَ وَجْهِيَ لِلَّذِي خَلَقَهُ، وَشَقَّ سَمْعَهُ وَبَصَرَهُ بِحَوْلِهِ وَقُوَّتِهِ، ﴿فَتَبَارَكَ اللَّهُ أَحْسَنُ الْخَالِقِينَ﴾)).

૫૦- ((મારાં ચહેરાએ તે હસ્તી માટે સિજદો કર્યો, જેણે તેને પૈદા કર્યો, પોતાની તાકાત અને શક્તિથી તેના કાન અને આંખોના પડદા બનાવ્યાં,બસ બરકત વાળો છે અલ્લાહ, જે બનાવવા વાળાઓ માંથી સૌથી શ્રેષ્ઠ છે.))[74]

51– ((اللَّهُمَّ اكْتُبْ لِي بِهَا عِنْدَكَ أَجْراً، وَضَعْ عَنِّي بِهَا وِزْراً، وَاجْعَلْهَا لِي عِنْدَكَ ذُخْراً، وَتَقَبَّلْهَا مِنِّي كَمَا تَقَبَّلْتَهَا مِنْ عَبْدِكَ دَاوُدَ)).

૫૧- ((હે અલ્લાહ ! આ સિજદાના બદલામાં મારાં માટે પોતાની પાસે બદલો લખી લે, અને તેનાં દ્વારા મારાં પર થી મારાં ગુનાહો નો ભાર ઉતારી દે, અને તેને મારા માટે તારી પાસે સંગ્રહ કરી લે, અને તેને મારી પાસે થી એવી રીતે કબૂલ કર જેવી રીતે પોતાનાં બંદા દાવુદ પાસે થી કબૂલ કર્યો હતો.))[75]

## ૨૨_ તશહ્હુદ

---

[74] તિર્મિઝી, ૨/૪૭૨, હદીષ નંબર: ૩૪૨૫, અહમદ, ૬/૩૦, હદીષ નંબર: ૨૪૦૨૨, અને ઈમામ હાકિમ એ પણ રિવાયત કરી છે અને સહીહ કહી છે, અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે,૧/૨૦૦, અને સૂરે અલ્ મુઅમિનુનની આયતના શબ્દોનો વધારો પણ કર્યો છે.

[75] તિર્મિઝી, ૨/૨૭૩, હદીષ નંબર: ૫૭૯, અને ઈમામ હાકિમ રહ. એ પણ રિવાયત કરી છે અને સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે,૧/૨૧૯.

52– ((التَّحِيَّاتُ لِلَّهِ، وَالصَّلَوات، وَالطَّيِّبَاتُ، السَّلاَمُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللَّهِ وَبَرَكَاتُهُ، السَّلاَمُ عَلَيْنَا وَعَلَى عِبَادِ اللَّهِ الصَّالِحِينَ. أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَأَشْهَدُ أَنَّ مُحَمَّداً عَبْدُهُ وَرَسولُهُ)).

૫૨- (((મારી) દરેક પ્રકારની ઈબાદતો, જે જુબાન વડે થતી હોય, જે અંગો વડે થતી હોય, અને જે માલ વડે થતી હોય તે ફક્ત અલ્લાહ માટે જ છે, હે પયગંબર ! તમાર પર સલામતી થાય અને અલ્લાહની રહેમત અને તેની બરકતો નાઝિલ થાય,અમારા પર અને અલ્લાહ ના દરેક સદાચારી બંદાઓ પર પણ સલામતી નાઝિલ થાય, હું ગવાહી આપું છું, કે અલ્લાહ સિવાય કોઈ ઇલાહ(ઈબાદત ને લાયક) નથી અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તેના બંદા અને રસૂલ છે.))[76]

## ૨૩_ તશહ્હુદ પઢયા પછી નબી ﷺ પર દરૂદ પઢવું

53– ((اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ، وَعَلَى آلِ مُحَمَّدٍ، كَمَا صَلَّيتَ عَلَى إِبْرَاهِيمَ، وَعَلَى آلِ إِبْرَاهِيمَ، إِنَّكَ حَمِيدٌ مَجِيدٌ، اللَّهُمَّ بَارِكْ عَلَى مُحَمَّدٍ وَعَلَى آلِ مُحَمَّدٍ، كَمَا بَارَكْتَ عَلَى إِبْرَاهِيمَ وَعَلَى آلِ إِبْرَاهِيمَ، إِنَّكَ حَمِيدٌ مَجِيدٌ)).

૫૩- ((હે અલ્લાહ ! મુહમ્મદ અને તેમની સંતાન પર રહેમતો નાઝિલ કર જેવી રીતે તે ઈબ્રાહીમ અને તેમની સંતાન પર રહેમતો નાઝિલ કરી, ખરેખર તું વખાણને લાયક અને બુઝુર્ગીવાળો છું. હે અલ્લાહ ! મુહમ્મદ અને તેમની સંતાન

[76] બુખારી મઅલ્ ફતહ, ૨/૩૧૧, હદીષ નંબર: ૮૩૧, મુસ્લિમ, ૧/૩૦૧, હદીષ નંબર: ૪૦૨.

પર બરકતો નાઝિલ કર જેવી રીતે તે ઈબ્રાહીમ અને તેમની સંતાન પર બરકતો નાઝિલ કરી, ખરેખર તું વખાણને લાયક અને બુઝુર્ગીવાળો છું))[77]

**54–** ((**اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَعَلَى أَزْوَاجِهِ وَذُرِّيَّتِهِ، كَمَا صَلَّيْتَ عَلَى آلِ إِبْرَاهِيمَ. وَبَارِكْ عَلَى مُحَمَّدٍ وَعَلَى أَزْوَاجِهِ وَذُرِّيَّتِهِ، كَمَا بَارَكْتَ عَلَى آلِ إِبْرَاهِيمَ. إِنَّكَ حَمِيدٌ مَجِيدٌ**)).

૫૪- ((હે અલ્લાહ ! તું સલામતી ઉતાર આપ ﷺ પર, તેમની પત્નીઓ પર અને તેમની સંતાનો પર ,જેવી રીતે તે સલામતી ઉતારી ઈબ્રાહીમની સંતાનો પર, અને બરકત ઉતાર મુહમ્મદ ﷺ પર, તેમની પત્નીઓ પર અને તેમનાં સંતાનો પર જેવી રીતે તે બરકત ઉતારી ઈબ્રાહીમના સંતાનો પર, બેશક તું પ્રશંસા અને બુઝુર્ગી વાળો છે.))[78]

## ૨૪_ છેલ્લા તશહ્હુદ પછી સલામ પહેલાં ની દુઆ

**55–** ((**اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنْ عَذَابِ الْقَبْرِ، وَمِنْ عَذَابِ جَهَنَّمَ، وَمِنْ فِتْنَةِ الْمَحْيَا وَالْمَمَاتِ، وَمِنْ شَرِّ فِتْنَةِ الْمَسِيحِ الدَّجَّالِ**)).

---

[77] બુખારી મઅલ્ ફતહ, ૬/૪૦૮, હદીષ નંબર: ૩૩૭૦, મુસ્લિમ, હદીષ નંબર: ૪૦૬.

[78] બુખારી મઅલ્ ફતહ, ૬/૪૦૭, હદીષ નંબર: ૩૩૬૯, મુસ્લિમ, ૧/૩૦૬, હદીષ નંબર: ૪૦૭. અને મુસ્લિમના શબ્દો છે.

૫૫- ((હે અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છું કબરના અઝાબથી અને જહન્નમના અઝાબથી અને જિંદગી અને મૌતના ફિતનાથી અને મસીહ દજ્જાલના ફિતનાની બુરાઈ થી.))[79]

**56**– ((**اللَّهُمَّ إِنِّي أَعوذُ بِكَ مِنْ عَذَابِ الْقَبْرِ، وَأَعوذُ بِكَ مِنْ فِتْنَةِ الْمَسِيحِ الدَّجَّالِ، وَأَعوذُ بِكَ مِنْ فِتْنَةِ الْمَحْيَا وَالْمَمَاتِ. اللَّهُمَّ إِنِّي أَعوذُ بِكَ مِنَ الْمَأْثَمِ وَالْمَغْرَمِ**)).

૫૬- ((હે અલ્લાહ હું તારી પનાહ માંગુ છું કબરના અઝાબથી, અને તારી પનાહ માંગું છું મસીહ દજ્જાલના ફિતનાથી અને તારી પનાહ માંગું છું જિંદગી અને મૌતના ફિતનાથી, હે અલ્લાહ! હું તારી પનાહ માંગું છું ગુનાહથી અને કર્ઝ (દેવા) થી.))[80]

**57**– ((**اللَّهُمَّ إِنِّي ظَلَمْتُ نَفْسِي ظُلْماً كَثِيراً، وَلاَ يَغْفِرُ الذُّنوبَ إِلاَّ أَنْتَ، فَاغْفِرْ لِي مَغْفِرَةً مِنْ عِنْدِكَ وَارْحَمْنِي، إِنَّكَ أَنْتَ الغَفورُ الرَّحيمُ**)).

૫૭- ((હે અલ્લાહ ! મેં મારા પર ઘણો જુલમ કર્યો છે, અને તારા સિવાય કોઈ ગુનાહ માફ કરી શકતું નથી, તું મારા ગુનાહ માફ કરી દે અને મારા પર રહેમ કર, ખરેખર તું ઘણો જ માફ કરનાર અને રહેમ કરવાવાળો છે.))[81] [૮૧].

[79] બુખારી, ૨/૧૦૨, હદીષ નંબર: ૧૩૭૭, મુસ્લિમ, ૧/૪૧૨, હદીષ નંબર: ૫૮૮, અને શબ્દો મુસ્લિમના છે.

[80] બુખારી, ૧/૨૦૨, હદીષ નંબર: ૮૩૨, મુસ્લિમ, ૧/૪૧૨, હદીષ નંબર: ૫૮૭.

[81] બુખારી, ૮/૧૬૮, હદીષ નંબર: ૮૩૪, મુસ્લિમ, ૪/૨૦૭૮, હદીષ નંબર: ૨૭૦૫.

**58–** ((**اللَّهُمَّ اغْفِرْ لِي مَا قَدَّمْتُ، وَمَا أَخَّرْتُ، وَمَا أَسْرَرْتُ، وَمَا أَعْلَنْتُ، وَمَا أَسْرَفْتُ، وَمَا أَنْتَ أَعْلَمُ بِهِ مِنِّي. أَنْتَ الْمُقَدِّمُ، وَأَنْتَ الْمُؤَخِّرُ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ**)).

૫૮- ((હે અલ્લાહ ! મને માફ કરી દે, જે મેં પહેલા કર્યું અને જે મેં પાછળ કર્યું, અને જે મેં છૂપાવીને કર્યું અને જે મેં જાહેર માં કર્યું,અને જે મેં સખ્તી કરી અને જેને તું મારા થી વધારે જાણે છે,તું જ આગળ કરનાર છે અને તું જ પાછળ કરનાર છે, તારા સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી.))[82]

**59–** ((**اللَّهُمَّ أَعِنِّي عَلَى ذِكْرِكَ، وَشُكْرِكَ، وَحُسْنِ عِبادَتِكَ**)).

૫૯- ((હે અલ્લાહ ! મને તારો ઝિકર કરવા, તારો શુકર કરવા અને તારી ઈબાદત સારી રીતે કરવાની તૌફિક આપ.))[83]

**60–** ((**اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنَ الْبُخْلِ، وَأَعوذُ بِكَ مِنَ الْجُبْنِ، وَأَعُوذُ بِكَ مِنْ أَنْ أُرَدَّ إِلَى أَرْذَلِ الْعُمُرِ، وَأَعُوذُ بِكَ مِنْ فِتْنَةِ الدُّنْيَا وَعَذَابِ الْقَبْرِ**)).

૬૦- ((હે અલ્લાહ ! હું કાયરતાથી તારી પનાહ માગું છું, કંજુસાઈથી તારી પનાહ માગું છું, અને એ કે હું ઉમરના અંતિમ તબકકા સુધી પહોચાડી દેવામાં આવું તેનાથી તારી પનાહ માગું છું, અને હું તારી પાસે દુનિયાના ફિતનાથી પનાહ માગું છું અને કબરના અઝાબથી તારી પનાહ માગું છું.))[84]

---

82 મુસ્લિમ, ૧/૫૩૪, હદીષ નંબરઃ ૭૭૧

83 અબૂ દાવૂદ, ૨/૮૬, હદીષ નંબરઃ ૧૫૨૨, નસાઈ, ૩/૫૩, હદીષ નંબરઃ ૨૩૦૨, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન અબી દાવૂદમાં સહી કહી છે, ૧/૨૮૪.

84 બુખારી મઅલ્ ફત્હ,૬/૩૫, હદીષ નંબરઃ ૨૮૨૨, ૬૩૯૦.

**61**– ((**اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ الْجَنَّةَ وَأَعُوذُ بِكَ مِنَ النَّارِ**)).

૬૧- ((હે અલ્લાહ ! હું તારી પાસે જન્નતનો સવાલ કરૂં છું અને હું તારી પાસે જહન્નમથી પનાહ માંગુ છું))[85]

**62**– ((**اللَّهُمَّ بِعِلْمِكَ الغَيْبَ وَقُدْرَتِكَ عَلَى الْخَلقِ أَحْيِنِي مَا عَلِمْتَ الْحَيَاةَ خَيْراً لِي، وَتَوَفَّنِي إِذَا عَلِمْتَ الْوَفَاةَ خَيْراً لِي، اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ خَشْيَتَكَ فِي الْغَيْبِ وَالشَّهَادَةِ، وَأَسْأَلُكَ كَلِمَةَ الْحَقِّ فِي الرِّضَا وَالْغَضَبِ، وَأَسْأَلُكَ الْقَصْدَ فِي الْغِنَى وَالْفَقْرِ، وَأَسْأَلُكَ نَعِيماً لاَ يَنْفَدُ، وَأَسْأَلُكَ قُرَّةَ عَيْنٍ لاَ تَنْقَطِعُ، وَأَسْأَلُكَ الرِّضَا بَعْدَ الْقَضَاءِ، وَأَسْأَلُكَ بَرْدَ الْعَيْشِ بَعْدَ الْمَوْتِ، وَأَسْأَلُكَ لَذَّةَ النَّظَرِ إِلَى وَجْهِكَ، وَالشَّوْقَ إِلَى لِقائِكَ فِي غَيرِ ضَرَّاءَ مُضِرَّةٍ، وَلاَ فِتْنَةٍ مُضِلَّةٍ، اللَّهُمَّ زَيِّنَا بِزِينَةِ الإِيمَانِ، وَاجْعَلْنَا هُدَاةً مُهْتَدِينَ**)).

૬૨- ((હે અલ્લાહ ! હું તારા ગૈબના ઇલ્મ અને સમગ્ર સૃષ્ટિના સર્જન પર તારા પ્રભુત્વના વાસ્તા સાથે સવાલ કરૂં છું કે તું મને ત્યાં સુધી જીવિત રાખ જ્યાં સુધી તું જાણે કે જીવન મારા માટે ઉત્તમ હોઈ, અને મને મૃત્યુ આપ, જ્યારે તું જાણે કે મૃત્યુ મારા માટે ઉત્તમ છે, હે અલ્લાહ ! હું ગાયબ અને હાજર બન્ને સ્થિતિમાં હું તારા ડરનો સવાલ કરૂં છું, અને હું ખુશી અને દુ:ખ બન્ને સ્થિતિમાં સાચો ક્લીમો પઢવાની તૌફિક માગું છું, અને તંગી તેમજ ખુશહાલીમાં મધ્યમ માર્ગનો સવાલ કરૂં છું, અને હું તારી પાસે એવી નેઅમતનો સવાલ કરૂં છું, જે ક્યારેય ખતમ ન થાય, અને હું તારી પાસે એવી આંખોની ઠંડક માગું છું, જે ક્યારેય પૂર્ણ ન થાય, અને હું તારી પાસે તારી કઝા (નિર્ણય) પર રાજી રહેવાનો

[85] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૭૯૨, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૯૧૦, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૨૮.

સવાલ કરૂં છું, અને હું તારી પાસે મૃત્યુ પછી રાહત અને શાંતિનો સવાલ કરૂં છું, અને હું તારી પાસે તારા દિદારની લઝઝત અને તારી મુલાકાતનો શોખ માગું છું, અને હું તે મુસીબતથી તારી પનાહ માગું છું, જેના ઉપર હું સબર ન કરી શકતો હોય, અને એવા ફિતનાથી જે મને ગુમરાહ કરી દે, હે અલ્લાહ ! અમને ઈમાનની સ્થિતિમાં કાયમ રાખ, અને અમને જે લોકો સત્ય માર્ગ અને હિદાયત પર હતા, તેમના માંથી બનાવી દે.))[86]

**63**– ((**اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ يَا أَللَّهُ بِأَنَّكَ الْوَاحِدُ الْأَحَدُ الصَّمَدُ الَّذِي لَمْ يَلِدْ وَلَمْ يولَدْ، وَلَمْ يَكنْ لَهُ كُفُواً أَحَدٌ، أَنْ تَغْفِرَ لِي ذُنُوبِي إِنَّكَ أَنْتَ الْغَفُورُ الرَّحِيمُ**)).

૬૩- ((હે અલ્લાહ ! હું તારી પાસે સવાલ કરૂં છું, હે અલ્લાહ ! તું ફક્ત એક જ છે, તું બેનિયાઝ છે, ન તો તારી કોઈ સંતાન છે અને ન તો તું કોઈની સંતાન, તારા જેવું કોઈ નથી, એ કે તું મારા ગુનાહને માફ કરી દે, ખરેખર તું જ માફ કરવાવાળો અને ખૂબ જ દયાળુ છે.))[87]

**64**– ((**اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ بِأَنَّ لَكَ الْحَمْدَ لَا إِلَهَ إِلاَّ أَنْتَ وَحْدَكَ لاَ شَرِيكَ لَكَ، الْمَنَّانُ، يَا بَدِيعَ السَّمَوَاتِ وَالْأَرْضِ يَا ذَا الْجَلاَلِ وَالْإِكْرَامِ، يَا حَيُّ يَا قَيُّومُ إِنِّي أَسْأَلُكَ الْجَنَّةَ وَأَعُوذُ بِكَ مِنَ النَّارِ**)).

[86] નસાઈ, ૩/૫૪-૫૫, હદીષ નંબર: .૧૩૦૫, અહમદ, ૪/૩૬૪, હદીષ નંબર: ૨૧૬૬૬, સહીહ નસાઈમાં ઇમામ અલ્બાની રહ.એ આ હદીષનો દરજ્જો સહીહ બતાવ્યો છે. ૧/૨૮૧.

[87] નસાઈ, ૩/૫૨, હદીષ નંબર: .૧૩૦૦, અહમદ, ૪/૩૩૮, હદીષ નંબર: ૧૮૯૭૫, સહીહ નસાઈમાં ઇમામ અલ્બાની રહ.એ આ હદીષનો દરજ્જો સહીહ બતાવ્યો છે. ૧/૨૮૦.

૬૪- ((હે અલ્લાહ ! હું તારી પાસે સવાલ કરૂં છું, દરેક પ્રકારની પ્રશંસા ફક્ત તારા માટે જ છે, તારા સિવાય કોઈ ઇલાહ નથી, તું એક જ છે, તારો કોઈ ભાગીદાર નથી, હે ખૂબ જ આપનાર !, હે આકાશો અને જમીનનું સૌ પ્રથમ સર્જન કરનાર, પ્રતીષ્ઠા અને ખૂબ જ ઇઝઝત દાર, હે જીવિત અને બાકી રહેવાવાળા !, હુ તારી પાસે જન્નતનો સવાલ કરૂં છું, અને જહન્નમની આગથી છુટકારા માટે સવાલ કરૂં છું.))[88]

**65–** ((اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ بِأَنِّي أَشْهَدُ أَنَّكَ أَنْتَ اللَّهُ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ الْأَحَدُ الصَّمَدُ الَّذِي لَمْ يَلِدْ وَلَمْ يُولَدْ وَلَمْ يَكُنْ لَهُ كُفُواً أَحَدٌ)).

૬૫- ((હે અલ્લાહ ! હું તારી પાસે સવાલ કરૂં છું, હું ગવાહી આપું છું કે તું જ પાલનહાર છે, તારા સિવાય કોઈ ઇલાહ નથી, તું ફક્ત એક જ છે, બેનિયાઝ છે, ન તો તારી કોઈ સંતાન છે અને ન તો તું કોઈની સંતાન, તારા જેવું કોઈ નથી.))[89]

## ૨૫_ નમાઝ પછી પઢવાની દુઆઓ

---

[88] આ હદીષને સુનનની કિતાબના દરેક લેખકો એ રિવાયત કરી છે: અબૂ દાવૂદ, હદીષ નંબર: ૧૪૯૫, તિર્મિઝી, હદીષ નંબર: ૩૫૪૪, ઈબ્ને માજહ, હદીષ નંબર: ૩૮૫૮, નસાઈ, હદીષ નંબર: ૧૨૯૯,જુઓ: સહીહ ઈબ્ને માજહ, ૨/૩૨૯.

[89] અબૂ દાવૂદ, ૨/૬૨, હદીષ નંબર: ૧૪૯૩, તિર્મિઝી, ૫/૫૧૫, હદીષ નંબર: ૩૪૭૫, ઈબ્ને માજહ, ૨/૧૨૬૭, હદીષ નંબર: ૩૮૫૭, નસાઈ, હદીષ નંબર: ૧૩૦૦, અને શબ્દો નસાઈના છે, અહમદ, હદીષ નંબર: ૧૮૯૭૫, ઈમામ અલ્બાની રહ.એ સહીહ નસાઈમાં સહીહ કહી છે, ૧/૨૮૦, જુઓ: સહીહ ઈબ્ને માજહ, ૨/૩૨૯, સહીહ તિર્મિઝી, ૩/૧૬૩.

**66**– ((أَسْتَغْفِرُ اللَّهَ (ثَلاَثاً) اللَّهُمَّ أَنْتَ السَّلاَمُ، وَمِنْكَ السَّلاَمُ، تَبَارَكْتَ يَا ذَا الْجَلاَلِ وَالْإِكْرَامِ)).

૬૬- (( હે અલ્લાહ ! હું તારી પાસે માફી માંગુ છું, (ત્રણ વખત) હે અલ્લાહ ! તું જ સલામતી વાળો છે, અને સલામતી તારા થી જ છે, હે બુઝુર્ગ અને ઇઝ્ઝતવાળા ! તું ઘણો જ બરકતવાળો છે))[90]

**67**– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ [ثلاثاً]، اللَّهُمَّ لاَ مَانِعَ لِمَا أَعْطَيْتَ، وَلاَ مُعْطِيَ لِمَا مَنَعْتَ، وَلاَ يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الجَدُّ)).

૬૭- ((અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેની જ બાદશાહી છે, અને તેનાં માટે જ વખાણ છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે, હે અલ્લાહ ! જે તું આપે તેને કોઈ રોકનાર નથી અને જે તું રોકી લે તેને કોઈ આપનાર નથી અને કોઈ ઈજ્જત વાળા ને તેની ઈજ્જત કોઈ ફાયદો પહોંચાડી શકતી નથી))[91]

**68**– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ، وَلَهُ الْحمدُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ. لاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ، وَلاَ نَعْبُدُ إِلاَّ إِيَّاهُ, لَهُ النِّعْمَةُ وَلَهُ الْفَضْلُ وَلَهُ الثَّنَاءُ الْحَسَنُ، لَا إِلَهَ إِلاَّ اللَّهُ مُخْلِصِينَ لَهُ الدِّينَ وَلَوْ كَرِهَ الكَافِرُونَ)).

---

[90] મુસ્લિમ, ૧/૪૧૪, હદીષ નંબર: ૫૯૧.

[91] બુખારી, ૧/૨૫૫, હદીષ નંબર: ૮૪૪, મુસ્લિમ, ૧/૪૧૪, હદીષ નંબર: ૫૯૩, અને જે બંને કૌંસ દરમિયાન છે તે શબ્દો બુખારીના છે, હદીષ નંબર: ૬૪૭૩.

૬૮- ((અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી,તે એકલો છે,તેનો કોઈ ભાગીદાર નથી,તેની જ બાદશાહી છે,અને તેના માટે જ પ્રશંસા છે,અને તે જ દરેક વસ્તુ પર કુદરત રાખનાર છે, અલ્લાહ ની મદદ સિવાય કોઈ વસ્તુ થી બચવાની ક્ષમતા નથી અને ન તો કોઈ વસ્તુ કરવાની તાકાત છે,અલ્લાહ નાં સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી,તેના માટે જ નેમતો છે,અને તેના માટે જ ફઝલ છે,અને તેના માટે જ બધી પ્રશંસા છે,અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી,અમે અમારી ઈબાદત તેના માટે જ ખાલિસ કરવા વાળા છે,ભલે કાફિરોને ખરાબ લાગે.))[92]

**69–** ((**سُبْحَانَ اللَّهِ، وَالْحَمْدُ لِلَّهِ، وَاللَّهُ أَكْبَرُ** (ثلاثاً وثلاثين) **لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ**)).

૬૯- ((અલ્લાહ પવિત્ર છે, દરેક પ્રકારના વખાણ ફક્ત અલ્લાહમાટે જ છે, અલ્લાહ ઉંચ્ચ છે ( ત્રણ વખત) અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, ન તો તેનો કોઈ ભાગીદાર છે, સમગ્ર સામ્રાજય એનું છે વખાણ ફક્ત તેંના માટે જ છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે))[93]

**70–** ﴿قُلْ هُوَ اللَّهُ أَحَدٌ * اللَّهُ الصَّمَدُ * لَمْ يَلِدْ وَلَمْ يُولَدْ * وَلَمْ يَكُن لَّهُ كُفُوًا أَحَدٌ﴾،

---

92 મુસ્લિમ, ૧/૪૧૫, હદીષ નંબર: ૫૯૪.

93 મુસ્લિમ, ૧/૪૧૮, હદીષ નંબર: ૫૯૭, અને તેમાં છે: (( જે વ્યક્તિ આ દુઆને દરેક નમાઝ પછી પઢે તો તેના દરેક ગુનાહો માફ કરી દેવામાં આવે છે પછી ભલેને તે સમુદ્રના ફીણ જેટલા હોઈ)).

﴿قُلْ أَعُوذُ بِرَبِّ الْفَلَقِ * مِن شَرِّ مَا خَلَقَ * وَمِن شَرِّ غَاسِقٍ إِذَا وَقَبَ * وَمِن شَرِّ النَّفَّاثَاتِ فِي الْعُقَدِ * وَمِن شَرِّ حَاسِدٍ إِذَا حَسَدَ﴾،

﴿قُلْ أَعُوذُ بِرَبِّ النَّاسِ * مَلِكِ النَّاسِ * إِلَهِ النَّاسِ * مِن شَرِّ الْوَسْوَاسِ الْخَنَّاسِ * الَّذِي يُوَسْوِسُ فِي صُدُورِ النَّاسِ * مِنَ الْجِنَّةِ وَالنَّاسِ﴾

૭૦-{હે પયગંબર ! કહી દો, અલ્લાહ એક જ છે. અલ્લાહ બેનિયાજ છે. ન તો તેની કોઈ સંતાન છે અને ન તો તે કોઈની સંતાન. તેમાં જેવો બીજો કોઈ નથી.},

{તમે કહી દો ! કે હું સવારના પાલનહારની શરણમાં આવું છું. દરેક તે વસ્તુની બુરાઇથી જે તેણે પેદા કરી. અને અંધારી રાત્રિની બુરાઇથી, જ્યારે તેનું અંધારૂ ફેલાય જાય. અને ગાંઠ (લગાવીને) તેમાં ફુંકનારની બુરાઇથી (પણ). અને ઇર્ષા કરનારાઓની બુરાઇથી, જ્યારે તે ઇર્ષા કરે.}

{તમે કહી દો ! કે હું લોકોના પાલનહારની શરણમાં આવું છું. જે લોકોનો બાદશાહ છે. જે લોકોનો મઅબૂદ છે. તે વસ્વસો નાખનારની બુરાઈથી, હે (વસ્વસો નાખી) પાછળ હટી જાય છે. લોકોના દિલોમાં વસ્વસો નાખે છે. (પછી) તે જિન્નાતો માંથી હોય અથવા તો મનુષ્યો માંથી.} દરેક નમાઝ પછી[94]

---

[94] અબૂ દાવૂદ, ૨/૮૬, હદીષ નંબર: ૧૫૨૩, તિર્મિઝી, હદીષ નંબર: ૨૯૦૩, નસાઈ, ૩/૬૮, હદીષ નંબર: ૧૩૩૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૨/૮. આ ત્રણેય સૂરતોને મુઅવ્વિઝાત કહેવામાં આવે છે. જુઓ: ફત્હુલ્ બારી,૯/૬૨.

71- ﴿اللَّهُ لاَ إِلَهَ إِلاَّ هُوَ الْحَيُّ الْقَيُّومُ لاَ تَأْخُذُهُ سِنَةٌ وَلاَ نَوْمٌ لَّهُ مَا فِي السَّمَوَاتِ وَمَا فِي الأَرْضِ مَن ذَا الَّذِي يَشْفَعُ عِنْدَهُ إِلاَّ بِإِذْنِهِ يَعْلَمُ مَا بَيْنَ أَيْدِيهِمْ وَمَا خَلْفَهُمْ وَلاَ يُحِيطُونَ بِشَيْءٍ مِّنْ عِلْمِهِ إِلاَّ بِمَا شَاءَ وَسِعَ كُرْسِيُّهُ السَّمَوَاتِ وَالأَرْضَ وَلاَ يَؤُودُهُ حِفْظُهُمَا وَهُوَ الْعَلِيُّ الْعَظِيمُ﴾

૭૧- અલ્લાહ સિવાય કોઈ જ ઇલાહ નથી, જે હંમેશાથી જીવિત છે અને સૌને સંભાળી રાખનાર છે, જેને ન ઉંઘ આવે છે ન નિંદ્રા, આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, દરેક તેનું જ છે કોણ છે, જે તેની પરવાનગી વગર તેની સામે ભલામણ કરી શકે? જે કંઈ લોકોની સામે છે, તે તેને પણ જાણે છે અને જે કંઈ તેમનાથી અદ્રશ્ય છે, તેને પણ જાણે છે, તેઓ તેના જ્ઞાન માંથી કોઇ વસ્તુનો ઘેરાવ નથી કરી શકતા પરંતુ જેટલું તે ઇચ્છે, તેની કુરસીની ચોડાઇએ ધરતી અને આકાશને ઘેરી રાખ્યા છે અને અલ્લાહ તઆલા તેની દેખરેખથી થાકતો નથી, તે તો ઘણો જ મહાન અને ઘણો જ મોટો છે.} દરેક નમાઝ પછી.[95]

72– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِي وَيُمِيتُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ))

૭૨- ((અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે એક જ છે, અને તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે અને તેના માટે જ પ્રસંશા છે, તે જ

[95] જે વ્યક્તિ આ દુઆને દરેક નમાઝ પછી પઢે તો તેને જન્નતમાં જવા માટે મોત સિવાય કોઈ વસ્તુ રોકી શક્તિ નથી. ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૧૦૦, ઇબ્ને સુન્ની એ પણ રિવાયત કરી છે, હદીષ નંબર: ૧૨૧, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહુલ્ જામિઅમાં સહીહ કહી છે,૫/૩૩૯, અને સિલ્સિતુ અહાદિષુસ્ સહીહાહમાં પણ, ૨/૬૯૭, ૯૭૨, અને આયાત નંબર: ૨૫૫, સૂરે અલ્ બકરહ.

જિવન અને મૃત્યુ આપે છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે)) આ દુઆ ફજર અને મગરીબની નમાઝ પછી દસ વખત પઢવી.[96]

**73–** ((اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ عِلْماً نافِعاً، وَرِزْقاً طَيِّباً، وَعَمَلاً مُتَقَبَّلاً))

૭૩- ((હે અલ્લાહ ! હું તારી પાસે ફાયદાકારક ઇલ્મ, પવિત્ર રોજી, અને જે અમલ કબૂલ થાય તેનો સવાલ કરૂં છું.)) ફજરની નમાઝ પછી સલામ ફેરવી દીધા પછી આ દુઆ પઢવી.[97]

## 26_ નમાઝે ઈસ્તિખારાની દુઆ

**74– قَالَ جَابِرُ بْنُ عَبْدِ اللَّهِ رَضِيَ اللَّهُ عَنْهُمَا: كَانَ رسُولُ اللَّهِ –صلى الله عليه وسلم– يُعَلِّمُنَا الْاسْتِخَارَةَ فِي الْأُمُورِ كُلِّهَا كَمَا يُعَلِّمُنَا السُّورَةَ مِنَ الْقُرْآنِ، يَقُولُ: ((إِذَا هَمَّ أَحَدُكُمْ بِالْأَمْرِ فَلْيَرْكَعْ رَكْعَتَيْنِ مِنْ غَيْرِ الْفَرِيضَةِ، ثُمَّ لْيَقُلْ: اللَّهُمَّ إِنِّي أَسْتَخِيرُكَ بِعِلْمِكَ، وَأَسْتَقْدِرُكَ بِقُدْرَتِكَ، وَأَسْأَلُكَ مِنْ فَضْلِكَ العَظِيمِ؛ فَإِنَّكَ تَقْدِرُ وَلاَ أَقْدِرُ، وَتَعْلَمُ وَلاَ أَعْلَمُ، وَأَنْتَ عَلاَّمُ الغُيُوبِ، اللَّهُمَّ إِنْ كُنْتَ تَعْلَمُ أَنَّ هَذَا الأَمْرَ – وَيُسَمِّي حَاجَتَهُ – خَيْرٌ لِي فِي دِينِي وَمَعَاشِي وَعَاقِبَةِ أَمْرِي – أَوْ قَالَ: عَاجِلِهِ وَآجِلِهِ – فَاقْدُرْهُ لِي وَيَسِّرْهُ لِي ثمَّ بَارِكْ لِي فِيهِ، وَإِنْ كُنْتَ**

---

[96] તિર્મિઝી, ૫/૫૧૫, હદીષ નંબર: ૩૪૭૪, અહમદ, ૪/૨૨૭, હદીષ નંબર: ૧૭૯૯૦, આ હદીષની તખ્રીજ માટે જુઓ: ઝાદુલ્ મઆદ, ૧/૩૦૦.

[97] ઇબ્ને માજહ, હદીષ નંબર: ૯૨૫, અને ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૧૦૨, જુઓ: સહીહ ઇબ્ને માજહગ, ૧/૧૫૨, અને મજ્મઉઝ્ ઝવાઈદ, ૧૦/૧૧૧, આ દુઆ ૯૫ નંબરમાં વર્ણન થઇ ચુકી છે.

**تَعْلَمُ أَنَّ هَذَا الْأَمْرَ شَرٌّ لِي فِي دِينِي وَمَعَاشِي وَعَاقِبَةِ أَمْرِي – أَوْ قَالَ: عَاجِلِهِ وَآجِلِهِ – فَاصْرِفْهُ عَنِّي وَاصْرِفْنِي عَنْهُ وَاقْدُرْ لِيَ الْخَيْرَ حَيْثُ كَانَ، ثُمَّ أَرْضِنِي بِهِ)).**

૭૪- જાબિર રઝી. થી રિવાયત કહે છે કે : નબી ﷺ એ અમને દરેક કાર્યોમાં ઈસ્તિખારા કરવાનું સીખવાડતા જેવી રીતે કુરઆનની સૂરતો સીખવાડતા હતા, હતા, નબી ﷺ કહેતા: ((જયારે તમારા માંથી કોઈ બે કાર્યો વચ્ચે મૂંઝવાઈ જાય તો ફર્ઝ નમાઝ સિવાય બે રકાઅત પઢે ફરી કહે: હે અલ્લાહ ! હું તારા ઇલ્મ દ્વારા ભલાઈ માંગુ છું, અને તારી કુદરત વડે તાકાત માંગુ છું, અને તારી પાસેથી ભવ્ય ફઝલનો સવાલ કરૂં છું, કારણકે તું કુદરત ધરાવે છે, હું કુદરત નથી ધરાવતો, અને તું ગૈબનું ઇલ્મ જાણે છું, હું નથી જાણતો અને ફક્ત તું જ ગૈબનું ઇલ્મ જાણે છે. હે અલ્લાહ ! તું જાણે છે કે આ કામ (જેનો મેં ઈરાદો કર્યો છે) મારા દીન બાબતે, અને મારા જીવનમાં પરિણામરૂપે સારૂં છે, તો તે કામને મારા માટે નક્કી કરી દે અને તેને મારા માટે સરળ બનાવી દે, અને તે કામને મારા માટે બરકતવાળું બનાવી દે, અને તું જાણે છે, કે આ કામ (જેનો ઈરાદો મેં કર્યો છે), મારા દીન પ્રત્યે અને મારા પરિણામરૂપે ખરાબ છે, તો તેને મારાથી ફેરવી નાખ, અને મને તેનાથી ફેરવી નાખ, જ્યાં સુધી બની શકે ભલાઈ માટે નક્કી કરી દે, ફરી તે કામથી મને ખુશ કરી દે.))[98]

જે વ્યક્તિ પોતાના પાલનહાર સાથે ઈસ્તિખારા કરે, અને મોમીન સાથે સલાહ સુચન કરે અને પોતાનું કાર્ય ચોકસાઈ પૂર્વક કરે તો તેને ક્યારેય પછતાવો અફસોસ નહિ થાય કેમ કે અલ્લાહ તઆલા એ કહ્યું-:

---

98 બુખારી, ૭/૧૬૨, હદીષ નંબર: ૧૧૬૨.

﴿وَشاوِرْهُمْ فِي الْأَمْرِ فَإِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللَّهِ﴾[99].

(અને કાર્યની સલાહ-સુચન તેઓથી લેતા રહો, પછી જ્યારે તમારો મજબુત નિર્ણય થઇ જાય તો અલ્લાહ તઆલા પર ભરોસો કરો)[99]

## ૨૭_ સવાર સાંજની દુઆઓ

દરેક પ્રકારના વખાણ તે અલ્લાહ માટે જ છે, જે એકલો છે, દરૂદ અને સલામતી તે નબી પર જેના પછી કોઈ નબી નથી.[100]

75– أَعُوذُ بِاللَّهِ مِنَ الشَّيطَانِ الرَّجِيمِ ﴿اللَّهُ لاَ إِلَهَ إِلاَّ هُوَ الْحَيُّ الْقَيُّومُ لاَ تَأْخُذُهُ سِنَةٌ وَلاَ نَوْمٌ لَّهُ مَا فِي السَّمَوَاتِ وَمَا فِي الأَرْضِ مَن ذَا الَّذِي يَشْفَعُ عِنْدَهُ إِلاَّ بِإِذْنِهِ يَعْلَمُ مَا بَيْنَ أَيْدِيهِمْ وَمَا خَلْفَهُمْ وَلاَ يُحِيطُونَ بِشَيْءٍ مِّنْ عِلْمِهِ إِلاَّ بِمَا شَاء وَسِعَ كُرْسِيُّهُ السَّمَوَاتِ وَالأَرْضَ وَلاَ يَؤُودُهُ حِفْظُهُمَا وَهُوَ الْعَلِيُّ الْعَظِيمُ﴾

[99] આલિ ઇમરાન: ૧૫૯.

[100] અનસ રઝી. નબી ﷺ થી રિવાયત કરે છે કે: ((મારું તે જૂથ સાથે બેસવું, જે ફજર થી લઇ સૂર્યોદય સુધી અલ્લાહના નામનું સ્મરણ કરતુ હોઈ તે મારી નજીક અલ્લાહના માર્ગમાં, ઈસ્માઈલના સંતાન માંથી ચાર નોકરો આઝાદ કરવા કરતા પણ વધુ પસંદ કાર્ય છે, એવી જ રીતે મારું તે જૂથ સાથે બેસવું, જે અસર થી લઇ સુર્યાસ્ત સુધી અલ્લાહના નામનું સ્મરણ કરતુ હોઈ તે મારી નજીક અલ્લાહના માર્ગમાં, ઈસ્માઈલના સંતાન માંથી ચાર નોકરો આઝાદ કરવા કરતા પણ વધુ પસંદ કાર્ય છે)) અબૂ દાવૂદ, હદીષ નંબર: ૩૬૬૭, અને આ હદીષને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અબી દાવૂદમાં હસન કહી છે, ૨/૨૯૮.

75- હું અલ્લાહની પનાહમાં આવું છું ધૃતકારેલા શેતાનથી (અલ્લાહ સિવાય કોઈ જ ઇલાહ નથી, જે હંમેશાથી જીવિત છે અને સૌને સંભાળી રાખનાર છે, જેને ન ઉંઘ આવે છે ન નિંદ્રા, આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, દરેક તેનું જ છે કોણ છે, જે તેની પરવાનગી વગર તેની સામે ભલામણ કરી શકે? જે કંઈ લોકોની સામે છે, તે તેને પણ જાણે છે અને જે કંઈ તેમનાથી અદ્રશ્ય છે, તેને પણ તે જાણે છે, તેઓ તેના જ્ઞાન માંથી કોઇ વસ્તુનો ઘેરાવ નથી કરી શકતા પરંતુ જેટલું તે ઇચ્છે, તેની કુરસીની ચોડાઇએ ધરતી અને આકાશને ઘેરી રાખ્યા છે અને અલ્લાહ તઆલા તેની દેખરેખથી થાકતો નથી, તે તો ઘણો જ મહાન અને ઘણો જ મોટો છે.)[101]

**76-** ﴿قُلْ هُوَ اللَّهُ أَحَدٌ* اللَّهُ الصَّمَدُ* لَمْ يَلِدْ وَلَمْ يُولَدْ* وَلَمْ يَكُن لَّهُ كُفُواً أَحَدٌ﴾،

{હે પયગંબર ! કહી દો, અલ્લાહ એક જ છે. અલ્લાહ બેનિયાજ છે. ન તો તેની કોઈ સંતાન છે અને ન તો તે કોઈની સંતાન. તેમાં જેવો બીજો કોઈ નથી.},

﴿قُلْ أَعُوذُ بِرَبِّ الْفَلَقِ* مِن شَرِّ مَا خَلَقَ* وَمِن شَرِّ غَاسِقٍ إِذَا وَقَبَ* وَمِن شَرِّ النَّفَّاثَاتِ فِي الْعُقَدِ* وَمِن شَرِّ حَاسِدٍ إِذَا حَسَدَ﴾،

[101] સૂરે અલ્ બકરહ, આયત નંબર: ૨૫૫, જે વ્યક્તિ આ દુઆને સવારે પઢે તે સાંજ સુધી જિન્નાતથી બચીને રહે છે અને જે વ્યક્તિ સાંજે આ દુઆ ને પઢે તે સવાર સુધી જિન્નાતથી બચીને રહે છે, આ હદીષ ને ઈમામ હાકિમ રહ. એ રિવાયત કરી છે, ૧/૫૨૬, અને ઈમામાં અલ્બાની રહ. એ સહીહુત્ તર્ગીબ વત્ તર્હીબમાં સહીહ કહી છે,૧/૨૭૩, અને તેમણે આ હદીષનો શ્રેય ઈમામ નસાઈ અને ઈમામ તબ્રની આપ્યો છે, અને કહ્યું: (( તબ્રનીની સનદ સારી છે)).

{તમે કહી દો ! કે હું સવારના પાલનહારની શરણમાં આવું છું. દરેક તે વસ્તુની બુરાઇથી જે તેણે પેદા કરી. અને અંધારી રાત્રિની બુરાઇથી, જ્યારે તેનું અંધારૂ ફેલાય જાય. અને ગાંઠ (લગાવીને) તેમાં ફુંકનારની બુરાઇથી (પણ). અને ઇર્ષા કરનારાઓની બુરાઇથી, જ્યારે તે ઇર્ષા કરે.}

﴿قُلۡ أَعُوذُ بِرَبِّ ٱلنَّاسِ* مَلِكِ ٱلنَّاسِ* إِلَٰهِ ٱلنَّاسِ* مِن شَرِّ ٱلۡوَسۡوَاسِ ٱلۡخَنَّاسِ* ٱلَّذِي يُوَسۡوِسُ فِي صُدُورِ ٱلنَّاسِ* مِنَ ٱلۡجِنَّةِ وَٱلنَّاسِ﴾

{તમે કહી દો ! કે હું લોકોના પાલનહારની શરણમાં આવું છું. જે લોકોનો બાદશાહ છે. જે લોકોનો મઅબૂદ છે. તે વસ્વસો નાખનારની બુરાઈથી, હે (વસ્વસો નાખી) પાછળ હટી જાય છે. લોકોના દિલોમાં વસ્વસો નાખે છે. (પછી) તે જિન્નાતો માંથી હોય અથવા તો મનુષ્યો માંથી.} ત્રણ વખત[102]

**77–** ((**أَصْبَحْنَا وَأَصْبَحَ الْمُلْكُ لِلَّهِ، وَالْحَمْدُ لِلَّهِ، لاَ إِلَهَ إلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ، رَبِّ أَسْأَلُكَ خَيْرَ مَا فِي هَذَا الْيَوْمِ وَخَيرَ مَا بَعْدَهُ، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّ مَا فِي هَذَا الْيَوْمِ وَشَرِّ مَا بَعْدَهُ، رَبِّ أَعُوذُ بِكَ مِنَ الْكَسَلِ وَسُوءِ الْكِبَرِ، رَبِّ أَعُوذُ بِكَ مِنْ عَذَابٍ فِي النَّارِ وَعَذَابٍ فِي الْقَبْرِ**))

---

[102] જે વ્યક્તિ આ દુઆને સવારે અને સાંજે પઢે તો આ દુઆ તેને દરેક વસ્તુ (બુરાઈઓથી) પુરતી થઇ જશે, અબૂ દાવૂદ, ૪/૩૨૨, હદીષ નંબર: ૫૦૮૨, તિર્મિઝી, ૫/૫૬૭, હદીષ નંબર: ૩૫૭૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૨.

૭૭- ((અલ્લાહના માટે અમે સવાર કરી અને પૂરી દુનિયા એ સવાર કરી,[103], અને દરેક વખાણ અલ્લાહના માટે છે,અલ્લાહના સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી,તે એકલો છે,તેનો કોઈ ભાગીદાર નથી,તેના માટે જ બાદશાહી છે અને તેનાં માટે જ વખાણ છે, અને તે દરેક વસ્તુ પર શક્તિમાન છે,હે મારાં રબ ! તે રાત જેમાં ભલાઈ છે,અને જે તેનાં પછી છે તેમાં ભલાઈ છે, હું તારા થી તેનો સવાલ કરૂં છું,[104] અને તે રાત જેમાં બુરાઈ છે,અને તેનાં પછી ની બુરાઈ થી હું તારી પનાહ માંગુ છું, હે મારા રબ ! હું આળસ અને ઘડપણ ની બુરાઈ થી તારી પનાહ માંગું છું, હે મારા રબ ! હું આગ નાં અઝાબ અને કબર નાં અઝાબ થી તારી પનાહ માંગું છું))[105]

**78**– ((**اللَّهُمَّ بِكَ أَصْبَحْنَا، وَبِكَ أَمْسَيْنَا، وَبِكَ نَحْيَا، وَبِكَ نَمُوتُ وَإِلَيْكَ النُّشُورُ**)).

---

[103] અને જયારે સાંજ પડે ત્યારે કહે: અલ્લાહના માટે અમે સાંજ કરી અને પૂરી દુનિયા એ સાંજ કરી.

[104] અને જયારે સાંજ પડે ત્યારે કહે: હે મારા પાલનહાર ! આ રાત્રીમાં જે ભલાઈ છે તેનો હું સવાલ કરૂં છું, અને જે તેના પછી છે, અને હું આ રાત્રીની બુરાઈથી હું તારી પનાહ માંગું છી અને જે તેના પછી આવે.

[105] મુસ્લિમ, ૪/૨૦૮૮, હદીષ નંબર: ૨૭૩૭.

૭૮- ((હે અલ્લાહ ! તારા નામ સાથે અમે સવાર કરી , અને તારા નામ સાથે અમે સાંજ કરી,[106] અને તારા નામ સાથે અમે જીવિત છે, અને તારા નામ સાથે અમે મૃત્યુ પામીશું, અને તારી તરફ જ ઉઠી ને પાછા ફરવાનું છે.))[107]

**79**– ((**اللَّهُمَّ أَنْتَ رَبِّي لاَ إِلَهَ إِلاَّ أَنْتَ، خَلَقْتَنِي وَأَنَا عَبْدُكَ، وَأَنَا عَلَى عَهْدِكَ وَوَعْدِكَ مَا اسْتَطَعْتُ، أَعُوذُ بِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ، أَبُوءُ لَكَ بِنِعْمَتِكَ عَلَيَّ، وَأَبُوءُ بِذَنْبِي فَاغْفِرْ لِي فَإِنَّهُ لاَ يَغْفِرُ الذُّنوبَ إِلاَّ أَنْتَ**)).

૭૯- ((હે અલ્લાહ ! તું મારો પાલનહાર છે, તારા સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે મને પૈદા કર્યો અને હું તારો બંદો છું,અને હું જે રીતે તાકાત રાખું છું તારા વચન અને વાયદા પર અડગ છું,અને મેં જે કંઈ પણ કર્યું તેની બુરાઈ થી તારી પનાહ માંગુ છું,[108] મારા પર તારા ઇનામો નો સ્વીકાર કરૂં છું, અને મારા ગુનાહો ને કબૂલ કરૂં છું, બસ ! તું મને માફ કરી દે,કારણ કે તારા સિવાય કોઈ ગુનાહો ને માફ કરનાર નથી.))[109]

**80**– ((**اللَّهُمَّ إِنِّي أَصْبَحْتُ أُشْهِدُكَ، وَأُشْهِدُ حَمَلَةَ عَرْشِكَ، وَمَلاَئِكَتِكَ، وَجَمِيعَ خَلْقِكَ، أَنَّكَ أَنْتَ اللَّهُ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ وَحْدَكَ لاَ شَرِيكَ لَكَ، وَأَنَّ مُحَمَّداً عَبْدُكَ وَرَسُولُكَ**))

---

106 હે અલ્લાહ ! તારા નામ સાથે અમે સાંજ કરી, અને તારા નામ સાથે અમે સવાર કરી, અને તારા નામ સાથે અમે જીવિત છે, અને તારા નામ સાથે અમે મૃત્યુ પામીશું, અને તારી તરફ જ ઉઠી ને પાછા ફરવાનું છે.

107 તિર્મિઝી, ૫/૪૬૬, હદીષ નંબર: ૩૩૯૧, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૪૨.

108 હું માનું છું અને સ્વીકાર કરૂં છું.

109 જે વ્યક્તિ આ દુઆને યકીન સાથે સાંજે પઢે, અને રાત્રે મૃત્યુ પામે તો તે જન્નતમાં દાખલ થઇ જશે, એવી જ રીતે સવારે પણ પઢવાથી, બુખારી, ૭/૧૫૦, હદીષ નંબર: ૬૩૦૬.

૮૦- ((હે અલ્લાહ ! મેં તે સ્થિતિ માં સવાર કરી,[110] કે હું ગવાહી આપું છું અને હું તને ગવાહ બનાવું છું, અને તારું અર્શ ઉઠવનાર ને, તારા ફરિશ્તાઓ ને, અને તારી સંપૂર્ણ સર્જકને ગવાહ બનાવું છું કે તું જ અલ્લાહ છે, તું એકલો છે, તારું કોઈ ભાગીદાર નથી, અને ખરેખર મુહમ્મદ ﷺ તારા બંદા અને રસૂલ છે.)) (ચાર વખત)[111]

**81–** ((**اللَّهُمَّ مَا أَصْبَحَ بِي مِنْ نِعْمَةٍ أَوْ بِأَحَدٍ مِنْ خَلْقِكَ فَمِنْكَ وَحْدَكَ لاَ شَرِيكَ لَكَ، فَلَكَ الْحَمْدُ وَلَكَ الشُّكْرُ**)).

૮૧- ((હે અલ્લાહ ! મારાં પર અથવા તાર સર્જન માંથી કોઈના પર જે નેઅમત એ પણ સવાર કરી છે,[112] તે ફક્ત તારી તરફ થી છે, તું એકલો છે, તારો કોઈ ભાગીદાર નથી, બસ ! તારા માટે જ પ્રશંસા છે, અને તારા માટે જ શુક્ર છે.))[113]

---

[110] અને જયારે સાંજે આ દુઆને પઢે તો કહે: હે અલ્લાહ ! મેં સાંજ કરી.

[111] જે વ્યક્તિ આ દુઆને સવારે અથવા સાંજે ચાર વખત પઢે તો અલ્લાહ તેને જહન્નમની આગથી બચાવી લેશે, અબૂ દાવૂદ, ૪/૩૧૭, હદીષ નંબર: ૫૦૭૧, અને ઈમામ બુખારી રહ. એ અદબુલ્ મુફ્રદમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૧૨૦૧, અને ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૯ અને ઇબ્ને સુન્ની એ પણ, હદીષ નંબર: ૭૦, અને શૈખ બિન બાઝ રહ. એ નસાઈ અને અબૂ દાવૂદની રિવાયતને તોહ્ફતુલ્ અખબારમાં હસન કહી છે, પેજ નંબર: ૨૩.

[112] અને જયરે સાંજે આ દુઆ પઢે ત્યારે કહે: હે અલ્લાહ ! મારાં પર અથવા તાર સર્જન માંથી કોઈના પર જે નેઅમત એ પણ સાંજ કરી છે...

[113] જે વ્યક્તિ આ દુઆને સવારે પઢે, તેણે તે દિવસનો શુકર અદા કરી દીધો, અને સાંજે પઢે તો તેણે તે રાતનો શુકર અદા કરી દીધો. અબૂ દાવૂદ, ૪/૩૧૮, હદીષ નંબર: ૫૦૭૫, અને ઈમામ નસાઈ એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૭, અને ઇબ્ને સુન્ની એ પણ, હદીષ નંબર: ૪૧, અને ઇબ્ને હિબ્બાન રહ. એ ((મવારિદ)) માં રિવાયત કરી છે, હદીષ

**82–** ((**اللَّهُمَّ عَافِنِي فِي بَدَنِي، اللَّهُمَّ عَافِنِي فِي سَمْعِي، اللَّهُمَّ عَافِنِي فِي بَصَرِي، لاَ إِلَهَ إِلاَّ أَنْتَ. اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنَ الْكُفْرِ، وَالفَقْرِ، وَأَعُوذُ بِكَ مِنْ عَذَابِ القَبْرِ، لاَ إِلَهَ إِلاَّ أَنْتَ**))

૮૨- ((હે અલ્લાહ ! મને મારા શરીરમાં તંદુરસ્તી આપ, હે અલ્લાહ ! મને મારા કાનમાં તંદુરસ્તી આપ, હે અલ્લાહ ! મને મારી આંખોમાં તંદુરસ્તી આપ, તારા સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, હે અલ્લાહ ! હું કુફ્ર અને ફકીરીથી તારી પનાહ માંગું છું, અને કબરના અઝાબથી તારી પનાહ માંગું છું, તારા સિવાય કોઈ ઈબાદત લાયક નથી.)) (ત્રણ વખત)[114]

**83–** ((**حَسْبِيَ اللَّهُ لاَ إِلَهَ إِلاَّ هُوَ عَلَيهِ تَوَكَّلتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيمِ**))

૮૩- ((મારા માટે અલ્લાહ પૂરતો છે, તેના સિવાય કોઈ ઈલાહ નથી, હું તેના પર જ ભરોસો કરુ છું અને તે "અર્શ" નો માલિક છે.)) (સાત વખત)[115]

---

નંબર: ૨૩૬૧, અને શૈખ બિન બાઝ રહ. એ નસાઈ અને અબૂ દાવૂદની રિવાયતને તોહ્ફતુલ્ અખબારમાં હસન કહી છે, પેજ નંબર: ૨૪.

[114] અબૂ દાવૂદ, ૪/૩૨૪, હદીષ નંબર: ૫૦૯૨, અહમદ, ૫/૪૨. હદીષ નંબર: ૨૦૪૩૦, અને ઈમામ નસાઈરહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૨૨, અને ઇબ્ને સુન્ની એ પણ, હદીષ નંબર: ૬૯, અને ઈમામ બુખારી રહ. એ અદબુલ્ મુફ્રદમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૭૦૧, અને શૈખ બિન બાઝ રહ. એ આ હદીષની સનદને તોહ્ફતુલ્ અખબારમાં હસન કહી છે, પેજ નંબર: ૨૬.

[115] જે વ્યક્તિ આ દુઆને સવારે અથવા સાંજે સાત વખત પઢે તો દુનિયા અને આખિરત માંથી જે પણ તકલીફ તેને પહોંચવાની હતી તેના માટે આ દુઆ પુરતી થઇ જશે, આ હદીષને ઇબ્ને સુન્ની એ મર્ફુઅન રિવાયત કરી છે, હદીષ નંબર: ૭૧, અને ઈમામ અબૂદાવૂદ રહ. એ મવકુફન રિવાયત કરી છે, ૪/૩૨૧, હદીષ નંબર: ૫૦૮૧, અને શુઐબ અને અબ્દુલ્ કાદિર એ આ હદીષની સનદને સહીહ કહી છે, જુઓ: ઝાદુલ્ મઆદ, ૨/૩૭૬.

**84**– ((**اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ فِي الدُّنْيَا وَالآخِرَةِ، اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ: فِي دِينِي وَدُنْيَايَ وَأَهْلِي، وَمَالِي، اللَّهُمَّ اسْتُرْ عَوْرَاتِي، وَآمِنْ رَوْعَاتِي، اللَّهُمَّ احْفَظْنِي مِنْ بَينِ يَدَيَّ، وَمِنْ خَلْفِي، وَعَنْ يَمِينِي، وَعَنْ شِمَالِي، وَمِنْ فَوْقِي، وَأَعُوذُ بِعَظَمَتِكَ أَنْ أُغْتَالَ مِنْ تَحْتِي**)).

૮૪- ((હે અલ્લાહ ! હું તારા પાસે દુનિયા અને આખિરતમાં સલામતીનો સવાલ કરૂં છું, હે અલ્લાહ ! હું મારા દીન, મારી દુનિયા, મારા ઘર અને મારા માલમાં તારા પાસે માફી અને સલામતીનો સવાલ કરૂં છું, હે અલ્લાહ ! મારી પરદહ વાળી વસ્તુ પર પડદો નાખી દે, અને મારી ગભરાહટને શાંતિમાં ફેરવી દે, હે અલ્લાહ ! મારી સામેથી, મારી પાછળ થી, મારી જમણી બાજુ, મારી ડાબી બાજુ, અને મારી ઉપરનીથી મારી સુરક્ષા કર, અને એ વાતમાં હું તારી મહાનતાની પનાહ માંગુ છું કે, અચાનક પોતાની નીચેથી બરબાદ થઈ જાઉં.))[116]

**85**– ((**اللَّهُمَّ عَالِمَ الغَيْبِ وَالشَّهَادَةِ فَاطِرَ السَّمَوَاتِ وَالْأَرْضِ، رَبَّ كُلِّ شَيْءٍ وَمَلِيكَهُ، أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ، أَعُوذُ بِكَ مِنْ شَرِّ نَفْسِي، وَمِنْ شَرِّ الشَّيْطانِ وَشَرَكِهِ، وَأَنْ أَقْتَرِفَ عَلَى نَفْسِي سُوءاً، أَوْ أَجُرَّهُ إِلَى مُسْلِمٍ**)).

૮૫- ((હે અલ્લાહ ! છૂપુ અને જાહેરને જાણનાર, આકાશો અને જમીનનું સૌથી પહેલા સર્જન કરનાર, દરેક વસ્તુનો પાલનહાર અને માલિક ! હું સાક્ષી આપું છું કે તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, હું તારી પનાહ માંગુ છું મારા નફ્સની બુરાઈથી, અને શૈતાનની બુરાઈ થી, અને તેના શિર્કથી, અને એ વાતથી

---

[116] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૫૦૭૪, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૮૭૧, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૩૨.

કે હું મારા નફ્સનું અનુસરણ કરૂં, અથવા કોઈ મુસલમાન ભાઈની બુરાઈ કરૂં.))[117]

**86–** ((**بِسْمِ اللَّهِ الَّذِي لاَ يَضُرُّ مَعَ اسْمِهِ شَيْءٌ فِي الْأَرْضِ وَلاَ فِي السّمَاءِ وَهُوَ السَّمِيعُ الْعَلِيمُ**))

૮૬- ((તે અલ્લાહના નામ સાથે શરૂ કરૂં છે, જેનું નામ હોવાથી કોઈ નુકસાન પહોંચાડી શકતું નથી, ભલેને તે વસ્તુ જમીનની હોઈ કે આકાશની, અને તે અલ્લાહ સાંભળવાવાળો અને જાણવાવાળો છે)) (ત્રણ વખત)[118]

**87–** ((**رَضِيتُ بِاللَّهِ رَبَّاً، وَبِالْإِسْلاَمِ دِيناً، وَبِمُحَمَّدٍ –صلى الله عليه وسلم– نَبِيّاً**))

૮૭- ((હું રાજી છું અલ્લાહના પાલનહાર હોવાથી, અને ઇસ્લામના દીન હોવાથી, અને મુહમ્મદ ﷺ નાં નબી હોવાથી.)) (ત્રણ વખત)[119]

---

117 તિર્મિઝી, હદીષ નંબર: ૩૩૯૨, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૫૦૭૪, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૪૨.

118 જયારે કોઈ વ્યક્તિ આ દુઆને સવરે ત્રણ વખત પઢે અને સાંજે ત્રણ વખત પઢે તો તેને કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શક્તિ નથી, અબૂ દાવૂદ, ૪/૩૨૩, હદીષ નંબર; ૫૦૮૮, તિર્મિઝી, ૫/૪૬૫, હદીષ નંબર: ૩૩૮૮, ઇબ્ને માજાહ, હદીષ નંબર: ૩૮૬૯, અહમદ, હદીષ નંબર: ૪૪૬, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૩૨, અને અલ્લામા ઇબ્ને બાઝ રહ.એ તોહ્ફતુલ્ અખબારમાં આ હદીષની સનદને હસન કહી છે, પેજ નંબર: ૩૯.

119 જયારે કોઈ વ્યક્તિ સવારે અને સાંજે ત્રણ વખત આ દુઆ પઢે તો તો અલ્લાહનો હક છે, તે તેનાથી કયામતના દિવસે રાઝી થઇ જાય, અહમદ, ૪/૩૩૭, હદીષ નંબર: ૧૮૯૬૭, અને ઈમામ નસાઈ એ ફી અમ્લીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૪, ઇબ્ને સુન્ની, હદીષ નંબર: ૬૮, અબૂ દાવૂદ, ૪/૩૧૮, હદીષ નંબર: ૧૫૩૧, તિર્મિઝી, ૫/૪૬૫, હદીષ નંબર: ૩૩૮૯,

**88–** ((يَا حَيُّ يَا قَيُّومُ بِرَحْمَتِكَ أَسْتَغيثُ أَصْلِحْ لِي شَأْنِيَ كُلَّهُ وَلاَ تَكِلْنِي إِلَى نَفْسِي طَرْفَةَ عَيْنٍ)).

૮૮- ((હે જીવિત રહેવાવાળા અને હે હંમેશાં રાખવાવાળા ! હું તારી જ રહેમતથી તારી પાસે મદદ માંગું છું, મારા દરેક કામને ઠીક કરી દે, અને આંખ ઝપકવા બરાબર પણ મને મારી નફ્સના હવાલે ન કરીશ.))[120]

**89–** ((أَصْبَحْنَا وَأَصْبَحَ الْمُلْكُ لِلَّهِ رَبِّ الْعَالَمِينَ، اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ خَيْرَ هَذَا الْيَوْمِ: فَتْحَهُ، وَنَصْرَهُ، وَنورَهُ، وَبَرَكَتَهُ، وَهُدَاهُ، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّ مَا فِيهِ وَشَرِّ مَا بَعْدَهُ)).

૮૯- ((અલ્લાહના માટે અમે અને સમગ્ર સૃષ્ટી એ સવાર કરી,[121] હે અલ્લાહ ! હું તારી પાસે આ દિવસની ભલાઈ, તેનો વિજય, તેનાં નૂર અને બરકત, અને

---

અને અલ્લામા ઇબ્ને બાઝ રહ.એ તોહ્ફતુલ્ અખબારમાં આ હદીષની સનદને હસન કહી છે, પેજ નંબર: ૩૯.

[120] ઈમામ હાકિમ રહ. એ રિવાયત કરી અને સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, ૧/૫૪૫, જુઓ: સહીહુત્ તર્ગીબ વત્ તર્હીબ, ૧/૨૭૩.

[121] અને જયારે સાંજ પડે ત્યારે કહે: અમે અને સમગ્ર સુષ્ટિ એ, સમગ્ર સુષ્ટિના પાલનહાર માટે સવાર કરી.

તેનાં માર્ગદર્શન નો સવાલ કરું છું,[122] અને આ દિવસની બુરાઈ, અને તેનાં પછી આવવા વાળા દિવસોની બુરાઈ થી તારી પનાહ માંગું છું.))[123]

**90–** ((أَصْبَحْنا عَلَى فِطْرَةِ الْإِسْلاَمِ، وَعَلَى كَلِمَةِ الْإِخْلاَصِ، وَعَلَى دِينِ نَبِيِّنَا مُحَمَّدٍ –صلى الله عليه وسلم– ، وَعَلَى مِلَّةِ أَبِينَا إِبْرَاهِيمَ، حَنِيفاً مُسْلِماً وَمَا كَانَ مِنَ الْمُشرِكِينَ)).

૯૦- ((અમે ઈસ્લામની સ્થિતિમાં સવાર કરી,[124] અને ઈખ્લાસના શબ્દો સાથે અને અમારાં નબી મુહમ્મદ ﷺ નાં દીન પર અને અમારા પિતા ઈબ્રાહીમના તરીકા પર અમે સવાર કરી, જે મુવહ્હિદ (એક અલ્લાહ ને માનનાર) અને મુસલમાન હતાં, અને તેઓ મુશ્રિકો માંથી ન હતાં.))[125]

**91–** ((سُبْحَانَ اللَّهِ وَبِحَمْدِهِ))

૯૧- ((અલ્લાહ પવિત્ર છે અને તેના માટે જ પ્રસંશા છે)) (સો વખત)[126]

---

[122] જયારે સાંજે આ દુઆ પઢે તો કહે: હે અલ્લાહ ! હું તારી પાસે આ રાતની ભલાઈ, તેની જીત, તેની મદદ, તેનો પ્રકાશ, તેની બરકત અને તેના હિદાયતનો સવાલ કરું છું, અને તેની બુરાઈ અને તે પછી આવનારી બુરાઈથી પનાહ માંગું છું.

[123] અબૂ દાવૂદ, ૪/૩૨૨, હદીષ નંબર: ૫૦૮૪, અને આ હદીષની સનદને શિઐબ અને અબ્દુલ્ કાદિર અલ્ અર્નાઊત એ ઝાદુલ્ મઆદની પુષ્ટિમાં હસન કહી છે, ૨/૩૭૩.

[124] અને જયારે સાંજ પડે ત્યારે કહે, અમે ઇસ્લામની સ્થિતિમાં સાંજ કરી.

[125] અહમદ, ૩/૪૦૬, ૪૦૭, હદીષ નંબર: ૧૫૩૬૦, ૧૫૫૬૩, અને ઇબ્ને સુન્ની એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૩૪, જુઓ: સહીહુલ્ જામિઅ, ૪/૨૦૯.

[126] [૧૨૬] જો કોઈ વ્યક્તિ આ દુઆને સવારે અને સાંજે સો વખત પઢે તો કાયામતના દિવસે કોઈ વ્યક્તિ તેનાથી શ્રેષ્ટ વસ્તુ લઈને નહીં આવે જે આ દુઆ પઢનાર લઈને આયો છે, સિવાય

92- ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ))

૯૨- ((અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે એકલો જ છે, અને તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે અને તેના માટે જ પ્રસંશા છે, તે જ જિવન અને મૃત્યુ આપે છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે)) (દસ વખત)[127] અથવા (જો આળસ હોઈ તો એક વખત)[128]

93- ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ، وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ))

૯૩- (( અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે એકલો જ છે, અને તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે અને તેના માટે જ પ્રસંશા છે, તે જ જીવન અને મૃત્યુ આપે છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે)) (સવારે સો વખત)[129]

---

એ કે તે આ જ લઈને આયો હોઈ આમાં જ વધારો કરી લઇ આવ્યો હોઈ. મુસ્લિમ, ૪/૨૦૭૧, હદીષ નંબર: ૨૬૯૨.

127 ઈમામ નસાઈ રહ. એ ફી અમ્લીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૨૪, જુઓ સહીહુત્ તર્ગીબ વત્ તર્હીબ, ૧/૨૭૨, અને અલ્લામા ઇબ્ને બાઝ રહ.એ તોહ્ફતુલ્ અખબારમાં આ હદીષની રિવાયત છે, પેજ નંબર: ૪૪. જુઓતેની ફઝીલત, પેજ નંબર: ૧૪૬, હદીષ નંબર: ૨૫૫.

128 અબૂ દાવૂદ, હદીષ નંબર: ૫૦૭૭, ઇબ્ને માજાહ, હદીષ નંબર: ૩૭૯૮, અહમદ, હદીષ નંબર: ૮૭૧૯, જુઓ: સહીહુત્ તર્ગીબ વત્ તર્હીબ, ૧/૨૭૦, સહીહ અબૂ દાવૂદ, ૩/૯૫૭, ઇબ્ને માજાહ, ૨/૩૩૧, ઝાદુલ્ મઆદ, ૨/૩૭૭.

129 જે વ્યક્તિ આ દુઆને દિવસમાં સો વખત પઢે તો તેના માટે દસ નોકરો આઝાદ કરવા બરાબર છે, અને તેના માટે સો નેકિઓ લખાવમાં આવે છે, અને તેની સો બુરાઈઓ માફ કરવામાં આવશે, અને આ દુઆ તેની સાંજ સુધી શૈતાનથી હિફાઝત માટે પુરતી થઇ જશે, અને આ દુઆ

**94**– ((سُبْحَانَ اللَّهِ وَبِحَمْدِهِ: عَدَدَ خَلْقِهِ، وَرِضَا نَفْسِهِ، وَزِنَةَ عَرْشِهِ، وَمِدَادَ كَلِمَاتِهِ))

૯૪- ((હું અલ્લાહની પવિત્રતા વર્ણન કરું છે તેની વખાણ સાથે, તેના સર્જનની ગણતરી બરાબર,તેની પ્રસંશા અને પ્રસનતા સાથે, તેના અર્શના વજન બરાબર અને તેના કાલિમા બરાબર, (અર્થાત્ અગણિત વખાણ))) (સવારે જયારે આ દુઆ પઢે ત્યારે ત્રણ વખત પઢે)[130]

**95**– ((اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ عِلْماً نَافِعاً، وَرِزْقاً طَيِّباً، وَعَمَلاً مُتَقَبَّلاً))

૯૫- ((હે અલ્લાહ ! હું તારી પાસે ફાયદાકારક ઇલ્મ, પવિત્ર રોજી, અને જે અમલ કબૂલ થાય તેનો સવાલ કરું છું.)) ( સવારે આ દુઆ પઢે)[131]

**96**– ((أَسْتَغْفِرُ اللَّهَ وَأَتُوبُ إِلَيْهِ))

96- ((હે અલ્લાહ ! હું તારી પાસે માફી માંગું છું અને તારી તરફ પાછો ફરું છું)) (દિવસમાં સો વખત)[132]

---

થી વધુ શ્રેષ્ઠ કોઈ અમલ નથી જેણે આ દુઆ પઢી, બુખારી, ૪/૯૫, હદીષ નંબર: ૩૨૯૩, મુસ્લિમ, ૪/૨૦૭૧, હદીષ નંબર: ૨૬૯૧.

130 મુસ્લિમ, ૪/૨૦૯૦, હદીષ નંબર: ૨૭૨૬.

131 ઇબ્ને સુન્ની રહ. એ ફી અમ્લીલ્લ યવ્મ વલ્લ લૈલમાં રિવાયત કરી છે હદીષ નંબર: ૫૪, ઈબ્ને માજાહ, હદીષ નંબર: ૯૨૫, અને અબ્દુલ્ કાદિર અને શુએબ અલ્અર્નાઊત એ આ હદીષની સનદને ઝાદુલ્ મઆદની પુષ્ટિમાં હસન કહી છે, ૨/૩૭૫, અને આ હદીષ નંબર ૭૩મ વર્ણન થઇ ચુકી છે.

132 બુખારી મઅલ્ ફતહ, ૧૧/૧૦૧, હદીષ નંબર: ૬૩૦૭, મુસ્લિમ, / ૨૦૭૫ હદીષ નંબર: ૨૭૦૨.

**97**– ((أَعُوذُ بِكَلِمَاتِ اللَّهِ التَّامَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ))

૯૭- ((હું અલ્લાહના સંપૂણ કલિમા સાથે તે દરેક વસ્તુથી પનાહ માંગું છું જે તેણે પેદા કરી છે)) ( જયારે સાંજે આ દુઆ પઢે તો ત્રણ વખત પઢે)[133]

**98**– ((اللَّهُمَّ صَلِّ وَسَلِّمْ عَلَى نَبِيِّنَا مُحَمَّدٍ))

૯૮- ((હે અલ્લાહ ! તું અમારા નબી મુહમ્મદ ﷺ પર દરૂદ અને સલામતી ઉતાર)) (દસ વખત)[134]

## ૨૮_ સુતી વખતે પઢવામાં આવતા ઝિકર

૯૯- ((બંને હથેળીઓ ભેગી કરે અને તેમાં ફૂંક મારે અને તેમાં આ દુઆઓ પઢે:

﴿قُلْ هُوَ اللَّهُ أَحَدٌ* اللَّهُ الصَّمَدُ* لَمْ يَلِدْ وَلَمْ يُولَدْ* وَلَمْ يَكُن لَّهُ كُفُواً أَحَدٌ﴾،

133 [૧૩૩] જે વ્યક્તિ આ દુઆને સાંજે ત્રણ વખત પઢે તો તે રાત્રે કોઈ પણ પ્રકારનો તાવ તેને નુકસાન પહોંચાડી શકતો નથી, અહમદ્, ૨/૨૯૦, હદીષ નંબર: ૭૮૯૮, અને ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૫૯૦, ઇબ્ને સુન્ની, હદીષ નંબર: ૬૮, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૭, અને સહીહ ઇબ્ને માજાહ,૨/૨૬૬, અને તોહ્ફતુલ્ અખબાર, જે ઇબ્ને બાઝ રહ. ની કિતાબ છે, પેજ નંબર: ૪૫.

134 ((જે વ્યક્તિ મારા પર સવારે અને સાંજે દસ દસ વખત દરૂદ પઢશે, તો કયામતના દિવસે તેને મારી સિફારિશ મળશે)) ઈમામ તબ્રની રહ. એ બે સનદ સાથે આ હદીષને રિવાયત કરી છે: તેમાંથી એક સારી છે, જુઓ: મજમઊઝ્ ઝવાઈદ, ૧૦/૧૨૦, અને સહીહુત્ તર્ગીબ વત્ તહીંબ, ૧/૨૭૩.

{હે પયગંબર ! કહી દો, અલ્લાહ એક જ છે. અલ્લાહ બેનિયાજ છે. ન તો તેની કોઈ સંતાન છે અને ન તો તે કોઈની સંતાન. તેમાં જેવો બીજો કોઈ નથી.},

﴿قُلْ أَعُوذُ بِرَبِّ الْفَلَقِ * مِن شَرِّ مَا خَلَقَ * وَمِن شَرِّ غَاسِقٍ إِذَا وَقَبَ * وَمِن شَرِّ النَّفَّاثَاتِ فِي الْعُقَدِ * وَمِن شَرِّ حَاسِدٍ إِذَا حَسَدَ﴾،

{તમે કહી દો ! કે હું સવારના પાલનહારની શરણમાં આવું છું. દરેક તે વસ્તુની બુરાઇથી જે તેણે પેદા કરી. અને અંધારી રાત્રિની બુરાઇથી, જ્યારે તેનું અંધારૂ ફેલાય જાય. અને ગાંઠ (લગાવીને) તેમાં ફુંકનારની બુરાઇથી (પણ). અને ઇર્ષા કરનારાઓની બુરાઇથી, જ્યારે તે ઇર્ષા કરે.}

﴿قُلْ أَعُوذُ بِرَبِّ النَّاسِ * مَلِكِ النَّاسِ * إِلَهِ النَّاسِ * مِن شَرِّ الْوَسْوَاسِ الْخَنَّاسِ * الَّذِي يُوَسْوِسُ فِي صُدُورِ النَّاسِ * مِنَ الْجِنَّةِ وَالنَّاسِ﴾

{તમે કહી દો ! કે હું લોકોના પાલનહારની શરણમાં આવું છું. જે લોકોનો બાદશાહ છે. જે લોકોનો મઅબૂદ છે. તે વસ્વસો નાખનારની બુરાઈથી, હે (વસ્વસો નાખી) પાછળ હટી જાય છે. લોકોના દિલોમાં વસ્વસો નાખે છે. (પછી) તે જિન્નાતો માંથી હોય અથવા તો મનુષ્યો માંથી.} ફરી જેટલું તેના માટે શક્ય હોઈ પોતાના શરીર પર હાથ ફેરવી દે, પોતાના માથાથી શરૂઆત કરે ફરી પોતાના ચહેરા પર અને શરીરના સામેથી)) (આ રીતે ત્રણ વખત કરતા)[135]

100– ﴿اللَّهُ لاَ إِلَهَ إِلاَّ هُوَ الْحَيُّ الْقَيُّومُ لاَ تَأْخُذُهُ سِنَةٌ وَلاَ نَوْمٌ لَّهُ مَا فِي السَّمَوَاتِ وَمَا فِي الأَرْضِ مَن ذَا الَّذِي يَشْفَعُ عِنْدَهُ إِلاَّ بِإِذْنِهِ يَعْلَمُ مَا بَيْنَ أَيْدِيهِمْ وَمَا خَلْفَهُمْ وَلاَ

[135] બુખારી મઅલ્ ફતહ, ૯/૬૨, હદીષ નંબર: ૫૦૧૭, મુસ્લિમ, હદીષ નંબર: ૨૧૯૨.

يُحِيطُونَ بِشَيْءٍ مِّنْ عِلْمِهِ إِلاَّ بِمَا شَاءَ وَسِعَ كُرْسِيُّهُ السَّمَوَاتِ وَالأَرْضَ وَلاَ يَؤُودُهُ حِفْظُهُمَا وَهُوَ الْعَلِيُّ الْعَظِيمُ﴾.

૧૦૦- (અલ્લાહ સિવાય કોઈ જ ઇલાહ નથી, જે હંમેશાથી જીવિત છે અને સૌને સંભાળી રાખનાર છે, જેને ન ઉંઘ આવે છે ન નિંદ્રા, આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, દરેક તેનું જ છે કોણ છે, જે તેની પરવાનગી વગર તેની સામે ભલામણ કરી શકે? જે કંઈ લોકોની સામે છે, તે તેને પણ જાણે છે અને જે કંઈ તેમનાથી અદ્રશ્ય છે, તેને પણ જાણે છે, તેઓ તેના જ્ઞાન માંથી કોઇ વસ્તુનો ઘેરાવ નથી કરી શકતા પરંતુ જેટલું તે ઇચ્છે, તેની કુરસીની ચોડાઇએ ધરતી અને આકાશને ઘેરી રાખ્યા છે અને અલ્લાહ તઆલા તેની દેખરેખથી થાકતો નથી, તે તો ઘણો જ મહાન અને ઘણો જ મોટો છે.)[136]

101- ﴿آمَنَ الرَّسُولُ بِمَا أُنزِلَ إِلَيْهِ مِن رَّبِّهِ وَالْمُؤْمِنُونَ كُلٌّ آمَنَ بِاللَّهِ وَمَلاَئِكَتِهِ وَكُتُبِهِ وَرُسُلِهِ لاَ نُفَرِّقُ بَيْنَ أَحَدٍ مِّن رُّسُلِهِ وَقَالُواْ سَمِعْنَا وَأَطَعْنَا غُفْرَانَكَ رَبَّنَا وَإِلَيْكَ الْمَصِيرُ * لاَ يُكَلِّفُ اللَّهُ نَفْساً إِلاَّ وُسْعَهَا لَهَا مَا كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ رَبَّنَا لاَ تُؤَاخِذْنَا إِن نَّسِينَا أَوْ أَخْطَأْنَا رَبَّنَا وَلاَ تَحْمِلْ عَلَيْنَا إِصْراً كَمَا حَمَلْتَهُ عَلَى الَّذِينَ مِن قَبْلِنَا رَبَّنَا وَلاَ تُحَمِّلْنَا مَا لاَ طَاقَةَ لَنَا بِهِ وَاعْفُ عَنَّا وَاغْفِرْ لَنَا وَارْحَمْنَآ أَنتَ مَوْلاَنَا فَانصُرْنَا عَلَى الْقَوْمِ الْكَافِرِينَ﴾.

136 સૂરે અલ્ બકરહ, આયત નંબર: ૨૫૫, જયારે કોઈ વ્યક્તિ આ દુવાને પથારી પર આવતી વખતે પઢે તો તેનો કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શક્તિ નથી કારણકે અલ્લાહ તેની સુરક્ષા કરવા વાળો છે ન તો શૈતાન સવાર સુધી તેની નજીક આવી શકે છે, બુખારી મઅલ્ ફત્હ, ૪/૪૮૭, હદીષ નંબર: ૨૩૧૧.

૧૦૧- (પયગંબરો પર જે કંઈ તેમના પાલનહાર તરફથી ઉતર્યું, તેના પર તે પોતે પણ ઇમાન લાવ્યા અને સૌ ઇમાનવાળાઓ પર ઈમાન લાવ્યા, તેઓ અલ્લાહ તઆલા, અને તેના ફરિશ્તાઓ પર અને તેની કિતાબો પર અને તેના પયગંબરો પર ઇમાન લાવે છે, અને કહે છે કે અમે પયંગબરો માંથી કોઇ પયગંબર વચ્ચે તફાવત નથી કરતા, તેઓએ કહે છે કે અમે આદેશો સાંભળ્યા અને આજ્ઞાનું પાલન કર્યું, હે અમારા પાલનહાર ! અમે તારી માફી ઇચ્છીએ છીએ અને અમને તારી જ તરફ પાછા ફરવાનું છે. અલ્લાહ તઆલા કોઇ વ્યક્તિને તેની શક્તિ કરતા વધારે તકલીફ નથી આપતો, જો કોઈ વ્યક્તિ સારું કામ કરશે તો તેને તેનો બદલો જરૂર મળશે, અને જો ખોટું કાર્ય કરશે તો તેની સજા તેને જ મળશે, (ઇમાનવાળાઓ અલ્લાહથી આ રીતે દુઆ કરો) હે અમારા પાલનહાર ! જો અમારાથી ભુલચૂક થઈ ગઈ હોય તો તેના પર અમારી પકડ ન કરીશ, હે અમારા પાલનહાર ! અમારા પર એટલો ભાર ન નાખ, જે અમારા પહેલાના લોકો પર નાખ્યો હતો, હે અમારા પાલનહાર ! જે ભાર અમે ઉઠાવી ન શકતા હોય, તે અમારાથી ન ઉઠવડાવશો,અમને માફ કરી દે, અને અમારા પર દયા કર, તું જ અમારો માલિક છે, અમને કાફિરો વિરુદ્ધ તું અમારી મદદ કરી.)[137]

**102**– ((**بِاسْمِكَ رَبِّي وَضَعْتُ جَنْبِي، وَبِكَ أَرْفَعُهُ، فَإِن أَمْسَكْتَ نَفْسِي فارْحَمْهَا، وَإِنْ أَرْسَلْتَهَا فَاحْفَظْهَا، بِمَا تَحْفَظُ بِهِ عِبَادَكَ الصَّالِحِينَ**)).

137 જે વ્યક્તિ આ દુઆને રાતે પઢે તો તેના માટે પુરતી થઇ જશે, બુખારી મઅલ્ ફત્હ, ૯/૯૪, હદીષ નંબર: ૪૦૦૮, મુસ્લિમ, ૧/૫૫૪, હદીષ નંબર: ૮૦૭, અને બંને આયતો સૂરે બકરહની છે, ૨૮૫-૨૮૬.

૧૦૨- ((અલ્લાહના નામ સાથે શરૂ કરૂં છું[138] હે મારા પાલનહાર ! હું મારા શરીરને પથારી પર મુકું છું, અને ઉઠું છું, જો તું મારા પ્રાણ રોકોલે તો મારા પર રહમ કર, જો તું તેને પરત કરી દે તો તેની સુરક્ષા કર, જેવી રીતે તું તારા સદાચારી બંદાઓની કરે છે))[139]

**103–** ((**اللَّهُمَّ إِنَّكَ خَلَقْتَ نَفْسِي وَأَنْتَ تَوَفَّاهَا، لَكَ مَمَاتُهَا وَمَحْياهَا، إِنْ أَحْيَيْتَهَا فَاحْفَظْهَا، وَإِنْ أَمَتَّهَا فَاغْفِرْ لَهَا. اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ العَافِيَةَ**)).

૧૦૩- ((હે અલ્લાહ ! તે જ મારા નફસને પેદા કર્યું અને તું જ તેને મોત આપીશ, તારા જ માટે મૃત્યુ અને જીવન છે,જો તું તેને જીવિત રાખે તો તેની સુરક્ષા કર અને જો મૃત્યુ આપે તો તેને માફ કરી દે, હે અલ્લાહ ! તારી પાસે આફિયાતનો સવાલ કરૂં છું))[140]

**104–** ((**اللَّهُمَّ قِنِي عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ**)).

---

[138] જયારે કોઈ વ્યક્તિ પોતાની પથારી પર થી ઉભો થઇ પછી પાછો આવે તો તે પોતાની પાથરીને ત્રણ વખત અલ્લાહનું નામ લઈને ખંખેરી લે, કારણકે તે નથી જાણતોકે તેની નીચે શું છે, જ્યારે તે સુવા લાગે તો કહે:...)) હદીષ, [ તેના નીચેના કપડાંનો અર્થ: તેનો કિનારો જે તેને લપેટી લે છે] અન્ નિહાયહ ફી ગરીબીલ્ હદીષ અલ્ અષર.

[139] બુખારી મઅલ્ ફતહ, ૧૧/૧૨૬, હદીષ નંબર: ૬૩૨૦, મુસ્લિમ, ૪/૨૦૮૪, હદીષ નંબર: ૨૭૧૪.

[140] મુસ્લિમ, ૪/૨૦૮૩, હદીષ નંબર: ૨૭૧૨, અહમદ, અને તેના શબ્દો, ૨/૭૨, હદીષ નંબર: ૫૫૦૨.

૧૦૪- ((હે અલ્લાહ ! મને તારા અઝાબ થી બચાવ,[141] જે દિવસે તું તારા બંદાઓ ને ભેગાં કરીશ.))[142]

**105**– ((**بِاسْمِكَ اللَّهُمَّ أَمُوتُ وَأَحْيَا**)).

૧૦૫- ((હું અલ્લાહના નામથી જીવું છું અને મૃત્યુ પામું છું))[143]

**106**– ((**سُبْحَانَ اللَّهِ** (ثلاثاً وثلاثين) **وَالْحَمْدُ لِلَّهِ** (ثلاثاً وثلاثين) **وَاللَّهُ أَكْبَرُ** (أربعاً وثلاثينَ))).

૧૦૬- ((સૂબ્હાનલ્લાહ: અલ્લાહ પવિત્ર છે (તેત્રીસ વખત) અલ્ હમ્દુ લિલ્લાહ: દરેક પ્રકારના વખાણ અલ્લાહ માટે જ છે (તેત્રીસ વખત) અલ્લાહુ અકબર: અલ્લાહ સૌથી મોટો છે (ચોત્રીસ વખત)))[144]

**107**– ((**اللَّهُمَّ رَبَّ السَّمَوَاتِ السَّبْعِ وَرَبَّ الأَرْضِ، وَرَبَّ الْعَرْشِ الْعَظِيمِ، رَبَّنَا وَرَبَّ كُلِّ شَيْءٍ، فَالِقَ الْحَبِّ وَالنَّوَى، وَمُنْزِلَ التَّوْرَاةِ وَالْإِنْجِيلِ، وَالْفُرْقَانِ، أَعُوذُ بِكَ مِنْ شَرِّ كُلِّ شَيْءٍ**

---

[141] ((જયારે નબી ﷺ સુવાનો ઈરાદો કરતા તો પોતાના જમણા હાથને ગાલની નીચે મુકતા અને કહેતા: ...)) હદીષ.

[142] અબૂ દાવૂદ અને તેના શબ્દો, ૪/૩૧૧, હદીષ નંબર: ૫૦૪૫, તિર્મિઝી, હદીષ નંબર: ૩૩૯૮, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૪૩, અને સહીહ અબૂ દાવૂદ, ૩/૨૪૦.

[143] બુખારી મઅલ્ ફતહ, ૧૧/૧૧૩, હદીષ નંબર: ૬૩૨૪, મુસ્લિમ, ૪/૨૦૮૩, હદીષ નંબર: ૨૭૧૧.

[144] જે કોઈ વ્યક્તિ આ દુઆને પોતાની પથારી પાસે આવતી વખતે પઢે તો તેના માટે તેના કરતા પણ વધુ સારી છે. બુખારી, મઅલ્ ફત્હ, ૭/૧૭, હદીષ નંબર: ૩૭૦૫, મુસ્લિમ, ૪/૨૦૯૧, હદીષ નંબર: ૨૭૨૬.

أَنْتَ آخِذٌ بِنَاصِيَتِهِ. اللَّهُمَّ أَنْتَ الأَوَّلُ فَلَيْسَ قَبْلَكَ شَيْءٌ، وَأَنْتَ الآخِرُ فَلَيس بَعْدَكَ شَيْءٌ، وَأَنْتَ الظَّاهِرُ فَلَيْسَ فَوْقَكَ شَيْءٌ، وَأَنْتَ الْبَاطِنُ فَلَيْس دُونَكَ شَيْءٌ، اقْضِ عَنَّا الدَّيْنَ وَأَغْنِنَا مِنَ الْفَقْرِ)).

૧૦૭- ((હે સાત આકાશોના માલિક, હે જમીનના માલિક, અને ઉંચ્ચ અર્શના માલિક, હે અમારા પાલનહાર ! દરેક વસ્તુનો માલિક, અને હે દાણાને ફાડી વૃક્ષ ઉગાડનારના માલિક, અને તૌરાત, ઈન્જીલ અને કુરઆન ઉતારનારનાર, હું દરેક વસ્તુની બુરાઈથી તારી પનાહ માગું છું, જેના પર તું સપૂર્ણ અધિકાર ધરાવે છે, તું સૌથી પહેલા છે અને તારા કરતા પહેલા કોઈ નથી, તું સૌથી છેલ્લો છે, તારા પછી કોઈ નથી, (અર્થાત્ શરૂ થી લઇ છેલ્લે સુધી તું જ છે) તું જાહેર છે અને તારા ઉપર કોઈ વસ્તુ નથી, તું (લોકોની નઝરોથી છુપાયેલો છે) પરંતુ તારાથી વંચિત કોઈ વસ્તુ નથી, અમારૂં દેવું અદા કરી દે અને અમારી લાચારી દુર કરી દે.))[145]

**108**– ((الْحَمْدُ لِلَّهِ الَّذِي أَطْعَمَنَا وَسَقَانَا، وَكَفَانَا، وَآوَانَا، فَكَمْ مِمَّنْ لاَ كَافِيَ لَهُ وَلاَ مُؤْوِيَ)).

૧૦૮- ((દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે જેણે અમને ખવડાવ્યું અને પીવડાવ્યું,અને અમારા માટે પૂરતો થઈ ગયો, અને અમને આશરો આપ્યો, બસ કેટલાય લોકો એવા છે જેમની દેખરેખ કરનાર કોઈ નથી, અને ન કોઈ આશરો આપનાર છે.))[146]

---

145 મુસ્લિમ, ૪/૨૦૮૪, હદીષ નંબરઃ ૨૭૧૩.

146 મુસ્લિમ, ૪/૨૦૮૫, હદીષ નંબરઃ ૨૭૧૫.

**109**– ((اللَّهُمَّ عَالِمَ الغَيْبِ وَالشَّهَادَةِ فَاطِرَ السَّمَوَاتِ وَالْأَرْضِ، رَبَّ كُلِّ شَيْءٍ وَمَلِيكَهُ، أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ، أَعُوذُ بِكَ مِنْ شَرِّ نَفْسِي، وَمِنْ شَرِّ الشَّيْطَانِ وَشِرْكِهِ، وَأَنْ أَقْتَرِفَ عَلَى نَفْسِي سُوءاً، أَوْ أَجُرَّهُ إِلَى مُسْلِمٍ)).

૧૦૯- ((હે અલ્લાહ ! છૂપુ અને જાહેરને જાણનાર, આકાશો અને જમીનનું સૌથી પહેલા સર્જન કરનાર, દરેક વસ્તુનો પાલનહાર અને માલિક ! હું સાક્ષી આપું છું કે તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, હું તારી પનાહ માંગુ છું મારા નફ્સની બુરાઈથી, અને શૈતાનની બુરાઈ થી, અને તેના શિર્કથી, અને એ વાતથી કે હું મારા નફ્સનું અનુસરણ કરૂં, અથવા કોઈ મુસ્લિમની બુરાઈ કરૂં.))[147]

**110**– ((يَقْرَأُ ﴿الم﴾ تَنْزِيلَ السَّجْدَةِ، وَتَبَارَكَ الَّذي بِيَدِهِ الْمُلْكُ)).

૧૧૦- ((સૂરે સજદહ અને સૂરે મુલક પઢતા))[148]

**111**– ((اللَّهُمَّ أَسْلَمْتُ نَفْسِي إِلَيْكَ، وَفَوَّضْتُ أَمْرِي إِلَيْكَ، وَوَجَّهْتُ وَجْهِي إِلَيْكَ، وَأَلْجَأْتُ ظَهْرِي إِلَيْكَ، رَغْبَةً وَرَهْبَةً إِلَيْكَ، لاَ مَلْجَأَ وَلاَ مَنْجَا مِنْكَ إِلاَّ إِلَيْكَ، آمَنْتُ بِكِتَابِكَ الَّذِي أَنْزَلْتَ، وَبِنَبِيِّكَ الَّذِي أَرْسَلْتَ)).

---

147 અબૂ દાવૂદ, ૪/૩૧૭, હદીષ નંબર: ૫૦૬૭, તિર્મિઝી, હદીષ નંબર: ૩૬૨૯, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૪૨.

148 તિર્મિઝી, હદીષ નંબર: ઈમામ નસાઈરહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૭૦૭, જુઓ: સહીહુલ્ જામિઅ, ૪/૨૫૫.

૧૧૧- ((હે અલ્લાહ ![149] મેં મારા નફ્સ ને તારા હવાલે કર્યું અને મારા કાર્યને તને સોંપી દીધું, અને મારો ચહેરો તારી તરફ ફેરવી દીધો, અને તારી તરફ આકર્ષિત થઈ ને, તારા થી ડરી ને, તારા સિવાય ન તો તારા થી પનાહ ની જગ્યા છે, અને ના કોઈ ભાગી ને જવાની જગ્યા છે, હું ઈમાન લાવ્યો તારી કિતાબ પર, જે તે ઉતારી અને તારા નબી પર જે તે મોકલ્યાં.))[150]

## ૨૯_ રાત્રે પડખું ફેરવતી વખતે પઢવાની દુઆ

**112**– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ الْوَاحِدُ الْقَهّارُ، رَبُّ السَّمَوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا الْعَزِيزُ الْغَفَّارُ)).

૧૧૨- ((અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી તે એકલો, જબરદસ્ત છે, આકાશો અને જમીનો અને તેની વચ્ચેની વસ્તુઓનો પાલનહાર છે જે ખૂબ જ ઇજ્જત વાળો અને ખૂબ જ માફ કરનાર છે.))[151]

## 30_ ઉંઘ માં બેચૈની, ગભરામણ અને ડર ની દુઆ

---

149 તમારા માંથી જયારે કોઈ પથારી પર જાય તો નમાઝ માટે જે રીતે વઝૂ કરીએ છી તે રીતે વઝૂ કરે , અને ફરી જમણા પડખે સૂઈ જાય અને કહે: ...)) હદીષ

150 નબી ﷺ એ કહ્યું: આ દુઆ પઢી ને સૂઈ ગયાં પછી (જો તે મૃત્યુ પામે તો તે ઈસ્લામની સ્થિતિમાં પર મૃત્યુ પામશે)). બુખારી મઅલ્ ફત્હ, ૧૧૩/૧૧, હદીષ નંબર: ૬૩૧૩, મુસ્લિમ ૨૦૮૧/૪, હદીષ નંબર: ૨૭૧૦.

151 રાત્રે જયારે પડખું એક બાજુ થી બીજી બાજુ ફેરવતા તો કહેતા, ઈમામ હાકિમ રહ. એ રિવાયત કરી છે, અને સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે૧/૫૪૦, અને ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૨૦૨, ઇબ્ને સુન્ની, હદીષ નંબર: ૭૫૭, જુઓં: સહીહુલ્ જામિઅ, ૪/૨૧૩.

**113–** ((أَعُوذُ بِكَلِمَاتِ اللَّهِ التَّامَّاتِ مِنْ غَضَبِهِ وَعِقَابِهِ، وَشَرِّ عِبَادِهِ، وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِينِ وَأَنْ يَحْضُرُونِ)).

૧૧૩- ((હું અલ્લાહના સંપૂર્ણ કલિમા સાથે પનાહ માંગું છું, તેનાં ગુસ્સા અને તેની પકડથી અને અને તેનાં બંદાઓની બુરાઈ થી, અને શૈતાનની ચાલથી, અને એ વાત થી કે તે મારી પાસે હાજર રહે.))[152]

## ૩૧_સારું અથવા ખરાબ સપનું જૂઓ તો શું કરવું.?

૧૧૪-

(૧) ((પોતાના ડાબે પડખે થુંકે)) (ત્રણ વખત)[153]

(૨) ((શૈતાન થી અને પોતાના ખરાબ સ્વપન થી અલ્લાહ થી પનાહ માંગવી.)) (ત્રણ વખત)[154]

(૩) ((કોઈ ને પણ તે સ્વપન ન કહેવું))[155]

(૪) ((જે પડખે સૂઈ ગયા હોય તે પડખું બદલી નાખવું))[156]

૧૧૫- (૫) ((જો ઈચ્છા થાય તો ઊભા થઈ ને નમાઝ પઢવી))[157]

---

152 અબૂ દાવૂદ, ૪/૧૨, હદીષ નંબર: ૩૮૯૩, તિર્મિઝી, હદીષ નંબર: ૩૫૨૮, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૭૧.

153 મુસ્લિમ, ૪/૧૭૭૨, હદીષ નંબર: ૨૨૬૧.

154 મુસ્લિમ, ૪/૧૭૭૨- ૧૭૭૩, હદીષ નંબર: ૨૨૬૧, ૨૨૬૨.

155 મુસ્લિમ, ૪/૧૭૭૨, હદીષ નંબર: ૨૨૬૧, ૨૨૬૨.

156 મુસ્લિમ, ૪/ ૧૭૭૩, હદીષ નંબર: ૨૨૬૧.

157 મુસ્લિમ, ૪/૧૭૭૩, હદીષ નંબર: ૨૨૬૩.

## ૩૨_ વિતરની નમાઝની દુઆ

**116–** ((اللَّهُمَّ اهْدِنِي فِيمَنْ هَدَيْتَ، وَعَافِنِي فِيمَنْ عَافَيْتَ، وَتَوَلَّنِي فِيمَنْ تَوَلَّيْتَ، وَبَارِكْ لِي فِيمَا أَعْطَيْتَ، وَقِنِي شَرَّ مَا قَضَيْتَ؛ فَإِنَّكَ تَقْضِي وَلاَ يُقْضَى عَلَيْكَ، إِنَّهُ لاَ يَذِلُّ مَنْ وَالَيْتَ، [وَلاَ يَعِزُّ مَنْ عَادَيْتَ]، تَبارَكْتَ رَبَّنا وَتَعَالَيْتَ)).

૧૧૬- ((હે અલ્લાહ ! જેને તે માર્ગદર્શન આપ્યું છે તેમનામાં મને પણ માર્ગદર્શન આપી દે, અને જે લોકો ને તે આફિયત આપી છે, તે લોકોમાં મને પણ આફિયત આપી દે, જે લોકોનો તું જાતે જવાબદાર બન્યો છે, તે લોકોમાં મારો પણ જવાબદાર તું બન, અને તે જે કંઈ પણ મને આપ્યું છે તેમાં વધારો કર, અને જે નિર્યણો તે કર્યાં છે, તેની બુરાઈ થી મને સુરક્ષીત રાખ, કારણ કે તું જ નિર્યણ કરી શકે છે,અને તારા વિરૂદ્ધ કોઈ નિર્યણ કરી શકતું નથી, જેનો તું દોસ્ત બની જાય તે ક્યારેય બેઈજ્જત નથી થઈ શકતો, અને જેનાથી તને દુશ્મની થઈ જાય તે ક્યારેય ઈજ્જત નથી મેળવી શકતો, એ અમારા પરવરદિગાર! તું ઈજ્જત વાળો અને ઉચ્ચ છે))[158]

[158] ચારેય સુનનની કિતાબના લેખકો એ આ હદીષ વર્ણન કરી છે, અહમદ, દાર્મી, બય્હકી: અબૂદાવૂદ, હદીષ નંબર: ૧૪૨૫, નસાઈ, હદીષ નંબર: ૧૭૪૪, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૧૧૭૮, અહમદ, હદીષ નંબર: ૧૭૧૮, દાર્મી, હદીષ નંબર: ૧૫૯૨, હાકિમ, ૩/૧૭૨, બય્હકી, ૨/૨૦૯, અને જે બંને કૌન વચ્ચે છે તે ઈમામ બય્હકી રહ. એ વરણ કર્યું છે, જુઓ: સહીહ તિર્મિઝી, ૧/૧૪૪, સહીહ ઇબ્ને માજહ, ૧/૧૯૪. ઈમામ અલ્બાની રહ. ની કિતાબ, ઈરવાઉલ્ ગલીલ, ૨/૧૭૨.

**117–** ((اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِرِضَاكَ مِنْ سَخَطِكَ، وَبِمُعَافَاتِكَ مِنْ عُقُوبَتِكَ، وَأَعُـوذُ بِكَ مِنْكَ، لاَ أُحْصِي ثَنَاءً عَلَيْكَ، أَنْتَ كَمَا أَثْنَيْتَ عَلَى نَفْسِكَ)).

૧૧૭- ((હે અલ્લાહ ! હું તારી પ્રસન્નતા વડે તારા ગુસ્સાથી પનાહ માંગુ છું અને તારી માફી વડે તારી પકડથી પનાહ માંગુ છું, અને હું તારા થી તારી જ પનાહ માંગુ છું, હું સંપૂર્ણ રીતે તારી પ્રશંસા નથી કરી શકતો , તું એવી રીતે છે, જેવી રીતે તે તારી પોતાની પ્રશંસા કરી છે.))[159]

**118–** ((اللَّهُمَّ إِيَّاكَ نعْبُدُ، وَلَكَ نُصَلِّي وَنَسْجُدُ، وَإِلَيْكَ نَسْعَى وَنَحْفِدُ، نَرْجُو رَحْمَتَكَ، وَنَخْشَى عَذَابَكَ، إِنَّ عَذَابَكَ بِالكَافِرِينَ مُلْحَقٌ. اللَّهُمَّ إِنَّا نَسْتَعِينُكَ، وَنَسْتَغْفِرُكَ، وَنُثْنِي عَلَيْكَ الْخَيْرَ، وَلاَ نَكْفُرُكَ، وَنُؤْمِنُ بِكَ، وَنَخْضَعُ لَكَ، وَنَخْلَعُ مَنْ يَكْفرُكَ)).

૧૧૮- ((હે અલ્લાહ ! અમે તારી જ ઈબાદત કરીએ છીએ, તારા માટે જ નમાઝ અને સિજદો કરીએ છીએ, તારી તરફ જ કોશિશ અને ઉતાવળ કરીએ છે, તારી રહેમતની આશા રાખીએ છીએ, અને તારા અઝાબથી ડરીએ છે, ચોક્કસ કાફીરોને તારો અઝાબ મળવાનો છે, હે અલ્લાહ ! અમે તારી પાસે થી જ મદદ માંગીએ છીએ, તારી પાસે જ માફી માંગીએ છીએ, તારી સારી પ્રશંસા કરીએ છીએ, તારી સાથે કુફ્ર નથી કરતાં, અને તારા પર ઈમાન રાખીએ છીએ, અને તારી સામે જ

[159] ચારેય સુનનની કિતાબના લેખકો એ આ હદીષ વર્ણન કરી છે, અહમદ, અબૂદાવૂદ, હદીષ નંબર: ૧૪૨૭, તિર્મિઝી, હદીષ નંબર: ૩૫૬૬, નસાઈ, હદીષ નંબર: ૧૭૪૬, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૧૧૭૯, અહમદ, હદીષ નંબર: ૭૫૧, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૦, સહીહ ઇબ્ને માજહ, ૧/૧૯૪. ઈરવા, ૨/૧૭૫.

વિનમ્રતા અપનાવીએ છીએ, અને જે તારી સાથે કુફ્ર કરે છે અમે તેની સાથે સંબંધ ખતમ કરી દઈએ છીએ.))[160]

## ૩૩_ વિતરની નમાઝ પછી સલામ ફેરવ્યાં બાદની દુઆ

**119–** ((سُبْحَانَ المَلِكِ القُدُّوسِ)) ثلاثَ مرَّاتٍ والثَّالِثَةُ يَجْهَرُ بها ويَمُدُّ بها صَوتَهُ يقولُ: **[رَبِّ الْمَلاَئِكَةِ وَالرُّوحِ]**)).

૧૧૯- ((પવિત્ર છે તે બાદશાહ અને બુઝુર્ગી વાળો છે)) ત્રીજી વખત આ દુઆ મોટા અવાજે પઢતા અને અવાજ લંબાવીને પઢતા હતા.અને કહેતા: [ફરિશ્તાઓ અને રૂહ અર્થાત્ જિબ્રઈલના પાલનહાર]))[161]

## ૩૪_ ગમ અને ચિંતા વખતે પઢવાની દુઆ

**120–** ((**اللَّهُمَّ إِنِّي عَبْدُكَ، ابْنُ عَبْدِكَ، ابْنُ أَمَتِكَ، نَاصِيَتِي بِيَدِكَ، مَاضٍ فِيَّ حُكْمُكَ، عَدْلٌ فِيَّ قَضَاؤُكَ، أَسْأَلُكَ بِكُـلِّ اسْمٍ هُوَ لَكَ، سَمَّيْتَ بِهِ نَفْسَكَ، أَوْ أَنْزَلْتَهُ فِي كِتَابِكَ، أَوْ عَلَّمْتَهُ أَحَداً مِنْ خَلْقِكَ، أَوِ اسْتَأْثَرْتَ بِهِ فِي عِلْمِ الغَيْبِ عِنْدَكَ، أَنْ تَجْعَلَ القُرْآنَ رَبِيعَ قَلْبِي، وَنُورَ صَدْرِي، وَجَلاَءَ حُزْنِي، وَذَهَابَ هَمِّي**)).

---

160 ઈમામ બય્હકી રહ. એ સુનનુલ્ કુબ્રામાં રિવાયત કરી છે, અને તેની સનદને સહીહ કહી છે, અને શૈખ અલ્બાની રાહ. એ ઈરવાઉલ્ ગલીલમાં કહ્યું: ((આ હદીષની સનદ સહીહ છે)) ૨/૧૭૦, તે ઉમર રઝી. સુધી મવકૂફ છે.

161 નસાઈ, ૩/૨૪૪, હદીષ નંબર: ૧૭૩૪, દારુલ્ કુત્ની, ૨/૩૧, વગેરે, અને જે બંને કૌંસ વચ્ચે તે વધારો ઇમામ દારુલ્ કુત્ની એ કર્યો છે, ૨/૩૧, અને આ હદીષની સનદ સહીહ છે, જુઓ શુએબ અલ્ અર્નઉત અને અબ્દુલ્ કાદિર અલ્ અર્નાઉતની તેહકીક, ઝાદુલ્ મઆદ, ૧/૩૩૭.

૧૨૦- ((હે અલ્લાહ ! હું તારો બંદો છું, તારા બંદા અને તારી બંદીનો દીકરો છું, મારું કપાળ તારા જ હાથમાં છે, મારા પર તારો જ આદેશ ચાલે છે, મારા વિશે તારો નિર્ણય ઇન્સાફપૂર્વક હોય છે, હું તને તારા તે જ નામનો વાસ્તો આપી કહું છું જે તે પોતે તારા માટે નક્કી કર્યા છે, અથવા પોતાનાં સર્જનીઓ માંથી જેને તે નામ શીખવાડ્યા છે, અથવા પોતાની કિતાબમાં ઉતાર્યા હોય, અથવા પોતાની પાસે ગૈબના ઈલ્મમાં સુરક્ષિત રાખ્યા હોય, કે તું કુરઆન મજીદને મારા દિલની પ્રસન્નતા અને દિલનું નૂર, દુ:ખ માટે વિશાળતાનું કારણ અને પરેશાનીઓ માટે દૂરીનું કારણ બનાવી દે.))[162]

**121**– ((**اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنَ الْهَمِّ وَالْحَزَنِ، وَالْعَجْزِ وَالْكَسَلِ، وَالْبُخْلِ وَالْجُبْنِ، وَضَلَعِ الدَّيْنِ وَغَلَبَةِ الرِّجَالِ**)).

૧૨૧- ((હે અલ્લાહ ! હું ચિંતા અને ગમ (દુ:ખ) તેમજ લાચારી અને આળસ થી તારી પનાહ (શરણ) માંગુ છુ. અને કાયરતા અને કંજુસાઇથી તેમજ દેવામાં ફસાઈ જવાથી અને લોકોના મારા પર હાવી થઈ જવાથી તારી પનાહ માંગુ છુ.))[163]

## ૩૫_ બેચેની ની દુઆ

162 અહમદ, ૧/૧૯૧, હદીષ નંબર: ૩૭૧૨, અને ઈમામ અલ્બાની રહ.એ સિલ્સિલતુ અહાદિષુસ્ સહીહાહમાં સહીહ કહી છે, ૧/૩૩૭.

163 બુખારી, ૭/૧૫૮, હદીષ નંબર: ૨૮૯૩, નબી ﷺ આ દુઆ વધારે પઢતા હતા, જુઓ: બુખારી મઅલ્ ફત્હ, ૧૧/૧૭૩, અને આ દુઆનું વર્ણન અમે પેજ નંબર ૮૯ અને ૧૩૭ નંબરમાં કરીશું.

**122–** ((**لاَ إِلَهَ إِلاَّ اللَّهُ الْعَظِيمُ الْحَلِيمُ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ رَبُّ الْعَرْشِ الْعَظِيمِ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ رَبُّ السَّمَوَاتِ وَرَبُّ الْأَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيمِ**)).

૧૨૨- ((અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી તે મહાન અને ધૈર્યવાન છે, અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી તે જ મહાન અર્શનો રબ છે, અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી તે જ આકાશોનો અને ધરતીનો રબ છે અને મહાન અર્શનો રબ છે))[164]

**123–** ((**اللَّهُمَّ رَحْمَتَكَ أَرْجُو، فَلاَ تَكِلْنِي إِلَى نَفْسِي طَرْفَةَ عَيْنٍ، وَأَصْلِحْ لِي شَأْنِي كُلَّهُ، لاَ إِلَهَ إِلاَّ أَنْتَ**)).

૧૨૩- ((હે અલ્લાહ ! હું તારી રહેમતની આશા રાખું છું, બસ તું મને આંખની પલક જપકવા બરાબર પણ મને મારા નફસના હવાલે ન કરીશ, મારા દરેક કાર્યોને મારા માટે ઠીક કરી દે, તારા સિવાય કોઈ ઇલાહ નથી))[165]

**124–** ((**لاَ إِلَهَ إِلاَّ أَنْتَ سُبْحَانَكَ إِنِّي كُنْتُ مِنَ الظَّالِمِينَ**)).

૧૨૪- ((હે અલ્લાહ ! તારા સિવાય કોઈ ઇલાહ નથી, તું પવિત્ર છે. નિ:શંક હું જ જાલિમ છું))[166]

---

164 બુખારી, ૭/૧૫૪, હદીષ નંબર: ૬૩૪૫, મુસ્લિમ, ૪/૨૦૯૨, હદીષ નંબર: ૨૭૩૦.

165 અબૂ દાવૂદ, ૪/૩૨૪, હદીષ નંબર: ૫૦૯૦, અહમદ, ૫/૪૨, હદીષ નંબર: ૨૦૪૩૦, અને ઈમામ અલ્બાની રહ.એ સહીહ અબૂ દાવૂદમાં હસન કહી છે, ૩/૯૫૯.

166 તિર્મિઝી, ૫/૫૨૯, હદીષ નંબર: ૩૫૦૫, ઈમામ હાકિમ રહ.એ પણ રિવાયત કરી છે અને ઈમામ ઝહની રહ.એ પુષ્ટિ કરી છે, ૧/૫૦૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૬૮.

125– ((اللَّهُ اللَّهُ رَبِّي لاَ أُشْرِكُ بِهِ شَيْئاً)).

૧૨૫- ((હે અલ્લાહ ! હે અલ્લાહ ! જે મારો પાલનહાર છે, હું તેની સાથે કોઈ ને પણ ભાગીદાર ઠેહરાવતો નથી))[167]

૩૬_ દુશ્મનો અને હુકૂમતવાળાઓ સાથે મુલાકાત કરવાની દુઆ

126– ((اللَّهُمَّ إِنَّا نَجْعَلُكَ فِي نُحُورِهِم، وَنَعُوذُ بِكَ مِنْ شُرُورِهِمْ)).

૧૨૬- ((હે અલ્લાહ ! અમે તને જ તે લોકોના મુકાબલામાં કરીએ છીએ, અને તેમની બુરાઈથી તારી પનાહ માંગીએ છીએ))[168]

127– ((اللَّهُمَّ أَنْتَ عَضُدِي، وَأَنْتَ نَصِيرِي، بِكَ أَحُولُ وَبِكَ أَصُولُ، وَبِكَ أُقاتِلُ)).

૧૨૭- ((હે અલ્લાહ ! તું જ મારો બાઝુ છે, અને તું જ મારી મદદ કરનાર છે, હું તારી જ તૌફીકથી આસપાસ ફરી રહ્યો છું, અને તારી જ તૌફીકથી હુમલો કરૂં છું, અને તારી જ મદદ થી દુશ્મનો સાથે લડું છું))[169]

128– ((حَسْبُنا اللَّهُ وَنِعْمَ الْوَكِيلُ)).

---

167 અબૂ દાવૂદ, ૨/૮૭, હદીષ નંબરઃ ૧૫૨૫, ઇબ્ને માજહ, હદીષ નંબરઃ ૩૮૮૨, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૩૫.

168 અબૂ દાવૂદ, ૨/૮૯, હદીષ નંબરઃ ૧૫૩૭, અને ઈમામ હાકિમ રહ. એ સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, ૨/૧૪૨.

169 અબૂ દાવૂદ, ૩/૪૨, હદીષ નંબરઃ ૨૬૩૨, તિર્મિઝી, ૫/૫૭૨, હદીષ નંબરઃ ૩૫૮૪, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૩.

૧૨૮- ((અમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે શ્રેષ્ઠ કારસાજ છે))[170]।

## ૩૭_ તે વ્યક્તિ માટે દુઆ, જે બાદશાહના જુલમથી ડરે છે

**129**– ((اللَّهُمَّ ربَّ السَّمَوَاتِ السَّبْعِ، وَرَبَّ الْعَرْشِ الْعَظِيمِ، كُنْ لِي جاراً مِنْ فُلاَنِ بْنِ فُلاَنٍ، وَأَحْزَابِهِ مِنْ خَلاَئِقِكَ، أَنْ يَفْرُطَ عَلَيَّ أَحَدٌ مِنْهُمْ أَوْ يَطْغَى، عَزَّ جَارُكَ، وَجَلَّ ثَنَاؤُكَ، وَلاَ إِلَهَ إِلاَّ أَنْتَ)).

૧૨૯- ((હે અલ્લાહ ! સાતેય આકાશોના પાલનહાર, મહાન અર્શના પાલનહાર, ફલાણા અને ફલાણ અને જે તાના જૂથમાં હોઈ અને જે તારા સર્જનમાં હોઈ તેનાથી મને આશરો આપ કે તેમાંથી કોઈ મારા પર જુલમ અથવા અનાદર કરે, તારો આશરો ઈજ્જતદાર છે અને તારા વખાણ ઉંચ્ચ છે અને તારા સિવાય કોઈ ઇલાહ નથી))[171]

**130**– ((اللَّهُ أَكْبَرُ، اللَّهُ أَعَزُّ مِنْ خَلْقِهِ جَمِيعاً، اللَّهُ أَعَزُّ مِمَّا أَخَافُ وَأَحْذَرُ، أَعُوذُ بِاللَّهِ الَّذِي لاَ إِلَهَ إِلاَّ هُوَ، الْمُمْسِكِ السَّمَوَاتِ السَّبْعِ أَنْ يَقَعْنَ عَلَى الْأَرْضِ إِلاَّ بِإِذْنِهِ، مِنْ شَرِّ عَبْدِكَ فُلاَنٍ، وَجُنُودِهِ وَأَتْبَاعِهِ وَأَشْيَاعِهِ، مِنْ الْجِنِّ وَالإِنْسِ، اللَّهُمَّ كُنْ لِي جَاراً مِنْ شَرِّهِمْ، جَلَّ ثَنَاؤُكَ وَعَزَّ جَارُكَ، وَتَبَارَكَ اسْمُكَ، وَلاَ إِلَهَ غَيْرُكَ)).

૧૩૦- ((અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ દરેક સર્જન કરતા વધુ શક્તિશાળી છે,અલ્લાહ તેના કરતા પણ વધુ શક્તિશાળી અને તાકતવર છે જેનાથી હું ડરું

---

[170] બુખારી, ૫/૧૭૨, હદીષ નંબર: ૪૫૬૩.

[171] ઈમામ બુખારી રહ. એ અદબુલ્ મુફ્રદમાં વર્ણન કરી છે, હદીષ નંબર: ૭૦૭, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અદબુલ્ મુફ્રદમાં સહીહ કહી છે, હદીષ નંબર: ૫૪૫.

છું, હું તે જાતની પનાહમા આવું છું જેના સિવાય કોઈ પૂજાય નથી, જેણે સાતેય આકાશોને જમીન પર પાડવાથી રોકેલા છે, જયારે તેની પરવાનગી હશે (તો તે પડી જશે) તારા ફલાણા બંદા, તેનું જૂથ, તેના સાથીઓ,અને તેના સંગઠનની બુરાઈથી ભલેને તે જિન્નાતો માંથી હોઈ કે માનવીઓ માંથી હોઈ, હે અલ્લાહ ! તું મને તે લોકોની બુરાઈથી બચાવી લે, તારા વખાણ બહુ જ છે, જે તારી પાસે આશરો માંગે છે તે લોકો ઈજ્જતદાર છે, તારું નામ પવિત્ર અને ખૂબ જ બરકત વાળું છે)) (ત્રણ વખત)[172].

## ૩૮_ દુશ્મન વિરુદ્ધ પઢવાની દુઆ

131– ((اللَّهُمَّ مُنْزِلَ الْكِتَابِ، سَرِيعَ الْحِسَابِ، اهْزِمِ الأَحْزَابَ، اللَّهُمَّ اهزِمْهُمْ وَزَلْزِلْهُمْ)).

૧૩૧- ((હે અલ્લાહ ! કિતાબ ઉતારવવા વાળા, નજીકમાં જ હિસાબ લેવાવાળા, આ જૂથને ભગાડી દે, હે અલ્લાહ ! તેમને ભગાડી દે, નષ્ટ કરી દે))[173]

## ૩૯_ જેને કોઈ કોમથી ભય હોઈ તેના માટે પઢવાની દુઆ

132– ((اللَّهُمَّ اكْفِنِيهِمْ بِمَا شِئْتَ)).

૧૩૨- ((હે અલ્લાહ ! જો તું ઈચ્છે તો તેમના માટે પુરતો થઇજા))[174]

172 ઈમામ બુખારી રહ. એ અદબુલ્ મુફ્રદમાં વર્ણન કરી છે, હદીષ નંબર: ૭૦૮, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અદબુલ્ મુફ્રદમાં સહીહ કહી છે, હદીષ નંબર: ૫૪૬.

173 મુસ્લિમ, ૩/૧૩૬૨, હદીષ નંબર: ૧૭૪૨.

174 મુસ્લિમ, ૪/૨૩૦૦, હદીષ નંબર: ૩૦૦૫.

**40. دُعَاءُ مَنْ أَصَابَهُ وَسْوَسَةٌ فِي الإِيمَانِ**

## ૪૦_જે વ્યક્તિને ઈમાનમાં શંકા થવા લાગે તેની દુઆ

૧૩૩-

(૧) ((અલ્લાહ પાસે પનાહ માંગે))[175]
(૨) ((અને તે વસ્તુથી દૂર રહે જેના લીધે તેને વસવસા આવતા હોઈ))[176]

૧૩૪- (૩) અને કહે: ((હું અલ્લાહ અને પયગંબર પર ઈમાન લાવ્યો))[177]

૧૩૫-(૪) ((અને અલ્લાહની આયતની તિલાવત કરે:

135- ﴿هُوَ الْأَوَّلُ وَالْآخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ﴾.

(તે જ પ્રથમ છે અને તે જ છેલ્લે છે, તે જ ઝાહિર છે અને તે જ છૂપો અને તે દરેક વસ્તુને ખુબ જ સારી રીતે જાણે છે. )))[178]

## ૪૧_ દેવું ચૂકતે થવાની દુઆ

---

175 બુખારી મઅલ્ ફતહ, ૬/૩૩૬, હદીષ નંબર: ૩૨૭૬, મુસ્લિમ, ૧/૧૨૦, હદીષ નંબર: ૧૩૪.
176 બુખારી મઅલ્ ફતહ, ૬/૩૩૬, હદીષ નંબર: ૩૨૭૬, મુસ્લિમ, ૧/૧૨૦, હદીષ નંબર: ૧૩૪.
177 મુસ્લિમ, ૧/૧૧૯-૧૨૦, હદીષ નંબર: ૧૩૪.
178 સૂરે અલ્ હદીદ, આયત નંબર: ૩, અબૂ દાવૂદ, ૪/૩૨૯, હદીષ નંબર: ૫૧૧૦, અને ઈમામ અલ્બાની રહ.એ સહીહ અબૂ દાવૂદમાં હસન કહી છે, ૩/૯૬૨.

136– ((اللَّهُمَّ اكْفِنِي بِحَلاَلِكَ عَنْ حَرَامِكَ، وَأَغْنِنِي بِفَضْلِكِ عَمَّنْ سِوَاكَ)).

૧૩૬- ((હે અલ્લાહ ! મને મારા હલાલ વસ્તુની સાથે પોતાની હરામ કરેલ વસ્તુઓ થી પૂરતો થઈ જા, અને મને તારી કૃપાથી મને પોતાના સિવાય બધાથી બે નિયાઝ કરી દે.))[179]

137– ((اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنَ الْهَمِّ وَالْحَزَنِ، وَالْعَجْزِ وَالْكَسَلِ، وَالْبُخْلِ وَالْجُبْنِ، وَضَلَعِ الدَّيْنِ وَغَلَبَةِ الرِّجَالِ)).

૧૩૭- ((હે અલ્લાહ ! હું ચિંતા અને ગમ (દુ:ખ) તેમજ લાચારી અને આળસ થી તારી પનાહ (શરણ) માંગુ છુ. અને કાયરતા અને કંજુસાઇથી તેમજ દેવામાં ફસાઈ જવાથી અને લોકોના મારા ઉપર હાવી થઈ જવાથી તારી પનાહ માંગુ છુ.))[180]

## ૪૨_નમાઝ અને કુરઆન પઢતી વખતે શૈતાન તરફથી આવતા વસવસા દૂર કરવા માટેની દુઆ

139– ((أَعُوذُ بِاللَّهِ مِنَ الشَّيطَانِ الرَّجِيمِ، وَاتْفُلْ عَلَى يَسَارِكَ (ثلاثاً))).

179 તિર્મિઝી, ૫/૫૬૦, હદીષ નંબર: ૩૬૩, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૦.

180 બુખારી, ૭/૧૫૮, હદીષ નંબર: ૨૮૯૩, આ હદીષની તખ્રીજ પેજ નંબર:૮૩ અને નંબર ૧૨૧માં વર્ણન થઇ ચુકી છે.

૧૩૮- ((હે અલ્લાહ હું તારી પાસે ધૃતકારેલા શૈતાનથી પનાહ માંગું છું, ફરી ત્રણ વખત' ડાબી બાજુ થુંકે))[181]

## ૪૩_ તે વ્યક્તિ માટે દુઆ જેનાં માટે કોઈ કામ મુશ્કેલ થઈ જાય

**139–** ((**اللَّهُمَّ لاَ سَهْلَ إِلاَّ مَا جَعَلْتَهُ سَهْلاً، وَأَنْتَ تَجْعَلُ الْحَزْنَ إِذَا شِئْتَ سَهْلاً**)).

૧૩૯- ((હે અલ્લાહ! કોઈ કામ સરળ નથી પરંતુ જેને તું સરળ કરી દે, અને જ્યારે ઈચ્છે છે તો મુશ્કેલ કામ ને સરળ કરી દે છે))[182]

## ૪૪_ તે વ્યક્તિ માટે દુઆ જે કોઈ ગુનાહ કરે

**140–** ((**مَا مِنْ عَبْدٍ يُذنِبُ ذَنْباً فَيُحْسِنُ الطُّهُورَ، ثُمَّ يَقُومُ فَيُصَلِّي رَكْعَتَيْنِ، ثُمَّ يَسْتَغْفِرُ اللَّهَ إِلاَّ غَفَرَ اللَّهُ لَهُ**)).

181 મુસ્લિમ, ૪/૧૭૨૯, હદીષ નંબર: ૨૨૦૩, ઉષમાન બિન અબીલ્ આસ રઝી.ની હદીષ, અને તેમાં તેમણે કહ્યું કે મેં આવું કર્યું તો અલ્લાહ તઆલા મારી પાસે થી વસવસાને દૂર કરી દીધા.

182 [ઇબ્ને હિબ્બાન રહ. એ પોતાની સહીહમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૨૪૨૭, (મવારિદ) ઇબ્ને સુન્ની, હદીષ નંબર: ૩૫૧, અને હાફિઝ રહ. એ કહ્યું: ((આ હદીષ સહીહ છે)), અને અબ્દુલ્ કાદિર અલ્ અર્નાઊત એ ઈમામ નવવીની કિતાબ અલ્ અઝ્કારની તખ્રીજમાં આ હદીષને સહીહ કહી છે, પેજ નંબર: ૧૦૬.

૧૪૦- ((જે પણ બંદો કોઈ ગુનાહ કરે, પછી સારી રીતે વઝૂ કરે, પછી ઊઠીને બે રકઅત નમાઝ પઢે, પછી અલ્લાહ પાસે માફી માંગે તો અલ્લાહ તેને માફ કરી દે છે))[183]

## ૪૫_શૈતાન અને તેનાં વસવસા દૂર કરવા માટેની દુઆ

૧૪૧- (૧) ((અલ્લાહ પાસે શૈતાનથી પનાહ મંગાવી))[184]

૧૪૨-(૨) ((અઝાન))[185]

૧૪૩-(૩) ((દુઆઓ અને કુરઆનની તિલાવત))[186]

---

[183] અબૂ દાવૂદ, ૨/૮૬, હદીષ નંબર: ૧૫૨૧, તિર્મિઝી, ૨/૨૫૭, હદીષ નંબર: ૪૦૬, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન અબી દાવૂદમાં સહીહ કહી છે, ૧/૨૮૩.

[184] અબૂ દાવૂદ, ૧/૨૦૩, હદીષ નંબર: ઇબ્ને માજાહ, ૧/૨૬૫, હદીષ નંબર: ૮૦૭, આ હદીષની તખ્રીજ નંબર: ૩૧ માં વર્ણન થઇ ચુકી છે, જુઓ: સૂરે અલ્ મુઅમિનૂન, આયતોનો નંબર: ૯૭-૯૮.

[185] મુસ્લિમ, ૧/૨૯૧, હદીષ નંબર: ૩૮૯, બુખારી, ૧/૧૫૧, હદીષ નંબર: ૬૦૮.

[186] ((પોતાનાં ઘરોને કબર ન બનાવો, શૈતાન તે ઘરોથી ભાગે છે જ્યાં સૂરહ અલ્ બકરહની તિલાવત કરવામાં આવે છે, મુસ્લિમ ૧/૫૩૯, હદીષ નંબર: ૭૮૦, સવાર – સાંજ, સૂવા અને ઉઠવાના અઝકાર, ઘરમાં પ્રવેશતી વખતે અને નીકળતી વખત પઢવાની દુઆઓ, મસ્જિદમાં પ્રવેશતી અને નીકળતી વખત પઢવાની દુઆઓ વગેરે પઢવાથી પણ શૈતાન ભાગે છે, એવી જ રીતે બીજા અઝકાર જે સાબિત છે, જેમકે ,સૂતી વખતે આયતુલ કુર્સી પઢવી, સૂરહ બકરહ ની છેલ્લી બે આયતો પઢવી, અને જે વ્યક્તિ ૧૦૦ વખત આ દુઆ પઢે, "લા ઈલાહ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ લહૂલ્ મુલ્કુ વ લહૂલ્ હમ્દુ વ હુવ અલા કુલ્લી શય્ઈન્ કદીર" તો તે આખો દિવસ શૈતાન થી સુરક્ષીત રહે છે, એવી જ રીતે અઝાનથી પણ શૈતાન ભાગે છે.

## ૪૬_ જયારે કોઈ એવો બનાવ બને જે તેને પસંદ ન હોઈ અથવા તે કાર્ય તેના પર હાવી થઇ જાય તે વખતે પઢવાની દુઆ

**144**– ((قَدَرُ اللَّهُ وَمَا شَاءَ فَعَلَ)).

૧૪૪- ((અલ્લાહ તઆલા એ આ પમાણે જ તકદીરમાં લખ્યું હશે , અને તેની ઈચ્છા પ્રમાણે જ થઇ))[187]

## ૪૭_ નવજાત શિશુને અભિનંદન આપવું અને જે શુભેચ્છા પાઠવે તેને જવાબ આપવાની દુઆ

**145**– ((بَارَكَ اللَّهُ لَكَ فِي الْمَوْهُوبِ لَكَ، وَشَكَرْتَ الْوَاهِبَ، وَبَلَغَ أَشُدَّهُ، وَرُزِقْتَ بِرَّهُ)). **وَيَرُدُّ عَلَيْهِ الْمُهَـنَّأُ فَيَقُولُ:** ((بَارَكَ اللَّهُ لَكَ وَبَارَكَ عَلَيْكَ، وَجَزَاكَ اللَّهُ خَيْراً، وَرَزَقَكَ اللَّهُ مِثْلَهُ، وَأَجْزَلَ ثَوَابَكَ)).

૧૪૫- ((જે કઈ પણ તમને આપવામાં આવ્યું છે અલ્લાહ તેમાં બરકત કરે, અને આપવા વાળાનો આભાર વ્યક્ત કરો, અને તે પુખ્ત વય સુધી પહંચે અને

[187] તાકાતવર મોમિન કમજોર મોમિનથી શ્રેષ્ઠ છે, અને અલ્લાહ ને ખૂબ જ પસંદ છે, અને બંનેમાં ભલાઈ છે, જે કામ તમને ફાયદો આપે તેનાં લોભ્યા બનો, અને જો તમને કોઈ નુકસાન પહોંચે તો એવું ન કહો કે,"જો હું આ રીતે કરતો તો આ થઈ જતું" પરંતુ એમ કહો કે: ((અલ્લાહ તઆલા એ આ પમાણે જ તકદીરમાં લખ્યું હશે , અને તેની ઈચ્છા પ્રમાણે જ થઇ)) મુસ્લીમ, ૪/૨૦૫૨, હદીષ નંબર: ૨૬૬૪.

તેને ખૂબ ભલાઈઓ આપવામાં આવે))[188] અને જેને શુભેચ્છા પાઠવવામાં આવે તે કહે:((અલ્લાહ તમને બરકત આપે, અને અલ્લાહ તમારામાં બરકત કરે, અને અલ્લાહ તમને શ્રેષ્ઠ બદલો આપે, અને અલ્લાહ તમને આ પ્રમાણે જ રોજી આપે અને તમને સવાબ આપે))[189][૧૮૯].

## ૪૮_ બાળક માટે પનાહ માંગવાની દુઆ

૧૪૬- નબી ﷺ હસન અને હુસૈન માટે આ કલિમા વડે દુઆ માંગતા હતા-

**146–** ((أُعِيذُكُمَا بِكَلِمَاتِ اللَّهِ التَّامَّةِ مِنْ كُلِّ شَيْطَانٍ وَهَامَّةٍ، وَمِنْ كُلِّ عَيْنٍ لاَمَّةٍ)).

((હું તમારા બંને માટે દરેક શૈતાન અને ઝહેરીલા જાનવરોથી અને દરેક ખરાબ નજરથી અલ્લાહના સંપૂર્ણ કલેમા સાથે પનાહ માંગું છું))[190]

## ૪૯_ બીમારપુર્સીના સમયે બીમાર વ્યક્તિ માટે દુઆ

**147–** ((لاَ بأْسَ طَهُورٌ إِنْ شَاءَ اللَّهُ)).

[188] ઈમામ હસન બસરી રહ.ની વાત વર્ણન કરી છે, જુઓ: ઇબ્ને કય્યિમ રહ. ની કિતાબ, તોહ્‌તતુલ્ મવલૂદ, પેજ નંબર: ૨૦, અને આ રિવાયતને ઇબ્ને મુન્ઝિર તરફ મનસૂબ કરી છે.

[189] ઈમામ નવવી રહ. એ અલ્ અઝ્‌કારમાં કહ્યું, પેજ નંબર: ૩૪૯, જુઓ: સહીહુલ્ અઝ્‌કાર લિન્ નવવી, સુલૈમ હિલાલીની કિતાબ, ૨/૭૧૩, અને લેખકની કિતાબ, તમામુત્ તખ્રીજ ફી ઝિક્રિ વદ્ દુઆ વલ્ ઈલાજ બિર્ રૂકા, ૧/૪૧૬.

[190] બુખારી, ૪/૧૧૯, હદીષ નંબર: ૩૩૭૧, ઇબ્ને અબ્બાસ રઝી. ની હદીષ.

૧૪૭- ((કઈ વાંધો નહિ, અલ્લાહ ઈચ્છશે તો બધું સારું થશે))[191]

**148–** ((أَسْأَلُ اللَّهَ الْعَظِيمَ رَبَّ الْعَرْشِ الْعَظِيمِ أَنْ يَشْفِيَكَ))

૧૪૮- ((હું ખૂબ જ મહાનતા વાળા અલ્લાહ થી, જે વિશાળ અર્શનો માલિક છે,સવાલ કરું છું કે તને સારું કરી દે (શીફા આપે))) (સાત વખત)[192]

## ૫૦_ બીમારપુર્સી કરવાની મહત્ત્વતા

**149–** قَالَ النَّبِيُّ –صلى الله عليه وسلم: – ((إِذَا عَادَ الرَّجُلُ أَخَاهُ الْمُسْلِمَ مَشَى فِي خِرَافَةِ الْجَنَّةِ حَتَّى يَجْلِسَ، فَإِذَا جَلَسَ غَمَرَتْهُ الرَّحْمَةُ، فَإِنْ كَانَ غُدْوَةً صَلَّى عَلَيْهِ سَبْعُونَ أَلْفَ مَلَكٍ حَتَّى يُمْسِيَ، وَإِنْ كَانَ مَسَاءً صَلَّى عَلَيْهِ سَبْعُونَ أَلْفَ مَلَكٍ حَتَّى يُصْبِحَ)).

૧૪૯- આપ ﷺ એ કહ્યું-: ((જે વ્યક્તિ પોતાનાં મુસલમાન ભાઈની બીમારપુર્સી કરવા માટે જાય છે તો તે જન્નતના બગીચાઓમા ચાલે છે, અહીંયા સુધી કે બેસી જાય, જ્યારે બેસી જાય છે તો તેને રહેમત ઢાંકી લે છે, અને જો સવાર નો સમય હોય તો સાંજ સુધી સિત્તેર હજાર ફરિશ્તાઓ તેના માટે રહેમતની દુઆ

---

[191] બુખારી મઅલ્ ફત્હ, ૧૦/૧૧૮, હદીષ નંબર: ૩૬૧૬.

[192] કોઈ મુસલમાન એવાં બીમારની બીમારપુર્સી કરે જેની મોત નો સમય ન આવ્યો હોય, અને સાત વખત આ દુઆ પઢે તો તેને શીફા આપવામાં આવે છે, તિર્મિઝી, હદીષ નંબર: ૨૦૮૩, અબૂદાવૂદ, હદીષ નંબર: ૩૧૦૬, જુઓ: સહીહ તિર્મિઝી, ૨/૨૧૦, અને સહીહુલ્ જામિઅ, ૫/૧૮૦.

કરે છે, અને જો સાંજનો સમય હોય તો સવાર થતાં સુધી સિત્તેર હજાર ફરિશ્તાઓ તેના માટે રહેમતની દુઆ કરતાં રહે છે))[193]

## ૫૧_ તે બીમાર માટે દુઆ, જે પોતાની જિંદગી થી નિરાશ થઈ ચૂક્યો હોય

**150**– ((اللَّهُمَّ اغْفِرْ لِي، وَارْحَمْنِي، وَأَلْحِقْنِي بِالرَّفِيقِ الْأَعْلَى).

૧૫૦- ((હે અલ્લાહ ! મને માફ કરી દે, મારા પર રહેમ કર અને મને સૌથી ઉચ્ચ સાથી સાથે મળાવી દે))[194]

**151**– ((جَعَلَ النَّبِيُّ –صلى الله عليه وسلم– عِنْدَ مَوْتِهِ يُدْخِلُ يَدَيْهِ فِي الْمَاءِ فَيَمْسَحُ بِهِمَا وَجْهَهُ، وَيَقُولُ: لاَ إِلَهَ إِلاَّ اللَّهُ إِنَّ لِلْمَوْتِ سَكَرَاتٍ)).

૧૫૧- ((નબી ﷺ મોતના સમયે પોતાના હાથ પાણીમાં નાખતા અને પછી પોતાના મોઢા ઉપર ફેરવતા, અને કહેતા: અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, ખરેખર મોત ઘણી સખત છે))[195]

---

193 તિર્મિઝી, હદીષ નંબર: ૯૬૯, ઇબ્ને માજાહ, હદીષ નંબર: ૧૪૪૨, અહમદ, હદીષ નંબર: ૯૭૫, જુઓ: સહીહ ઇબ્ને માજાહ, ૧/૨૪૪, સહીહ તિર્મિઝી, ૧/૨૨૮૬, અને અહમદ શાકિર એ પણ આ હદીષને સહીહ કહી છે.

194 બુખારી, ૭/૧૦, હદીષ નંબર: ૪૪૩૫, મુસ્લિમ, ૪/૧૮૯૩, હદીષ નંબર: ૨૪૪૪.

195 બુખારી મઅલ્ ફત્હ ૮/૧૪૪, હદીષ નંબર: ૪૪૪૯, આ હદીસમાં મિસ્વાકનું પણ વર્ણન છે.

**152**– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَاللَّهُ أَكْبَرُ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ لَهُ المُلْكُ وَلَهُ الْحَمْدُ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَلاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ)).

૧૫૨- ((અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, અને અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી,અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તેનાં માટે જ સામ્રાજ્ય છે, ન તો બચવાની ક્ષમતા છે ના કંઈ કરવાની તાકાત છે, પરંતુ અલ્લાહ ની મદદ ની સાથે.))[196]

## ૫૨_ મૃત્યુના સમયે ટૂંકમાં તાકીદ

**153**– ((مَنْ كَانَ آخِرُ كَلاَمِهِ لاَ إِلَهَ إِلاَّ اللَّهُ دَخَلَ الْجَنَّةَ)).

૧૫૩- ((જે વ્યક્તિના છેલ્લા શબ્દ લા ઇલાહ ઇલ્લલ્લાહુ હશે, તે જન્નતમાં દાખલ થશે.))[197]

## ૫૩_ જે વ્યક્તિને કોઈ મુસીબત આવી પહોંચે તેના માટે દુઆ

**154**– ((إِنَّا لِلَّهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُونَ، اللَّهُمَّ أْجُرْنِي فِي مُصِيبَتِي، وَأَخْلِفْ لِي خَيْرَاً مِنْهَا)).

[196] તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૩૦, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૭૯૪, અને અલ્બાની રહ. એ સહીહ કહી છે, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૨, સહીહ ઇબ્ને માજહ, ૨/૩૧૭.

[197] અબૂ દાવૂદ, ૩/૧૯૦, હદીષ નંબર: ૩૧૧૬, જુઓ: સહીહુલ જામિઅ, ૫/૪૩૨.

૧૫૪- ((અમે તો પોતે અલ્લાહની માલિકી હેઠળ છે અને અમે તેની જ તરફ પાછા ફરવાના છે. હે અલ્લાહ ! મને મારી મુસીબતનો સવાબ આપ, અને મને તેનાં બદલામાં તેનાથી શ્રેષ્ઠ વસ્તુ પ્રદાન કર.))[198]

## ૫૪_ મૃતકની આંખો બંધ કરતી વખતે પઢવાની દુઆ

**155**– ((**اللَّهُمَّ اغْفِرْ لِفُلاَنٍ (بِاسْمِهِ) وَارْفَعْ دَرَجَتَهُ فِي الْمَهْدِيِّينَ، وَاخْلُفْهُ فِي عَقِبِهِ فِي الْغَابِرِينَ، وَاغْفِرْ لَنَا وَلَهُ يَا رَبَّ الْعَالَمِينَ، وَافْسَحْ لَهُ فِي قَبْرِهِ، وَنَوِّرْ لَهُ فِيهِ**)).

૧૫૫- ((હે અલ્લાહ ! તું આને (નામ લઈ ને કહે) માફ કરી દે, અને હિદાયત મેળવેલા લોકોમાં તેનો દરજ્જો ઉચ્ચ કર અને તેની પાછળ રહેનારાઓમાં તું તેમનો વારસદાર બની જા, અને હે બંને જહાનના પરવરદિગાર ! અમને અને તેને માફ કરી દે, અને તેનાં માટે તેની કબરને વિશાળ કરી દે, અને તેનાં માટે તેની કબરમાં રોશની કરી દે))[199]

## ૫૫_ મૃતકની જનાઝાની દુઆ

**156**– ((**اللَّهُمَّ اغْفِرْ لَهُ وَارْحَمْهُ، وَعَافِهِ، وَاعْفُ عَنْهُ، وَأَكْرِمْ نُزُلَهُ، وَوَسِّعْ مُدْخَلَهُ، وَاغْسِلْهُ بِالْمَاءِ وَالثَّلْجِ وَالْبَرَدِ، وَنَقِّهِ مِنَ الْخَطَايَا كَمَا نَقَّيْتَ الثَّوْبَ الأَبْيَضَ مِنَ الدَّنَسِ، وَأَبْدِلْهُ دَاراً خَيْراً مِنْ دَارِهِ، وَأَهْلاً خَيْراً مِنْ أَهْلِهِ، وَزَوْجاً خَيْراً مِنْ زَوْجِهِ، وَأَدْخِلْهُ الْجَنَّةَ، وَأَعِذْهُ مِنْ عَذَابِ القَبْرِ [وَعَذَابِ النَّارِ]**)).

---

198 [૧૯૮] મુસ્લિમ, ૨/૬૩૨, હદીષ નંબર: ૯૧૮.

199 મુસ્લિમ, ૨/૬૩૪, હદીષ નંબર: ૯૨૦

૧૫૬- ((હે અલ્લાહ! તેને માફ કરી દે, તેનાં પર રહેમ કર, તેને આફિયત આપ, તેને માફ કરી દે, અને તેની મહેમાન નવાઝી ઈજ્જત સાથે કર, અને તેના દાખલ થવાની જગ્યા ને વિશાળ કરી દે, અને તેને પાણી, બરફ અને ઓલાઓ ની સાથે ધોઈ નાંખ, અને તેને ગુનાહોથી એવી રીતે સાફ કરી દે જેવી રીતે સફેદ કપડાં માંથી મેલ સાફ કરે છે, અને તેને તેનાં ઘરના બદલામા શ્રેષ્ઠ ઘર આપ, તેનાં ઘરવાળાઓના બદલામા શ્રેષ્ઠ ઘરવાળાઓ આપ, અને પત્નીના બદલામા શ્રેષ્ઠ પત્ની આપ, અને તેને જન્નતમાં દાખલ કર, અને તેને કબરના અઝાબ અને આગથી બચાવ))[200]

**157**– ((**اللَّهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا، وَشَاهِدِنَا وَغَائِبِنَا، وَصَغِيرِنَا وَكَبِيرِنَا، وَذَكَرِنَا وَأُنْثَانَا. اللَّهُمَّ مَنْ أَحْيَيْتَهُ مِنَّا فَأَحْيِهِ عَلَى الْإِسْلاَمِ، وَمَنْ تَوَفَّيْتَهُ مِنَّا فَتَوَفَّهُ عَلَى الإِيمَانِ، اللَّهُمَّ لاَ تَحْرِمْنَا أَجْرَهُ، وَلاَ تُضِلَّنَا بَعْدَهُ**)).

૧૫૭- ((હે અલ્લાહ ! અમારા જીવિત તેમજ જે લોકોની વફાત થઈ ગઈ છે, તેમને માફ કરી દે, તેમજ હાજર અને ગાયબ લોકોને માફ કરી દે, તેમજ અમારા નાના અને મોટા લોકોને માફ કરી દે, અમારા પુરુષો અને સ્ત્રીઓને માફ કરી દે, હે અલ્લાહ ! અમારા માંથી તું જેને જીવિત રાખે તેને ઇસ્લામ પર જીવિત રાખ અને અમારા માંથી જેની વફાત લખી હોય તો તેને ઈમાન પર વફાત આપ, હે

[200] મુસ્લિમ, ૨/૬૬૩, હદીષ નંબર: ૯૬૩.

અલ્લાહ ! તું અમને આ વફાત પામેલ વ્યક્તિના સવાબથી વંચિત ન કરજે અને અમને આ પછી પથભ્રષ્ટ ન કરજે.))[201]

**158**– ((**اللَّهُمَّ إِنَّ فُلاَنَ بْنَ فُلاَنٍ فِي ذِمَّتِكَ، وَحَبْلِ جِوَارِكَ، فَقِهِ مِنْ فِتْنَةِ الْقَبْرِ، وَعَذَابِ النَّارِ، وَأَنْتَ أَهْلُ الْوَفَاءِ وَالْحَقِّ، فَاغْفِرْ لَهُ وَارْحَمْهُ إِنَّكَ أَنْتَ الغَفُورُ الرَّحِيمُ**)).

૧૫૮- ((હે અલ્લાહ ! ફલાળા બિન ફલાળાને તારી જવાબદારીમાં અને તારી પનાહમાં લઈ લે, બસ તેને કબર ની પરીક્ષાઓ અને આગ નાં અઝાબ થી બચાવી લે, તું વફાદારી અને હક વાળો છે, બસ તેને માફ કરી દે, અને તેના પર રહેમ કર, બેશક તું જ માફ કરવા વાળો અત્યંત કૃપાળુ છે))[202]

**159**– ((**اللَّهُمَّ عَبْدُكَ وَابْنُ أَمَتِكَ احْتَاجَ إِلَى رَحْمَتِكَ، وَأَنْتَ غَنِيٌّ عَنْ عَذَابِهِ، إِنْ كَانَ مُحْسِناً فَزِدْ فِي حَسَنَاتِهِ، وَإِنْ كَانَ مُسِيئاً فَتَجَاوَزْ عَنْهُ**)).

૧૫૯- ((હે અલ્લાહ ! હું તારો બંદો છું તારી બંદીનો સંતાન છું, હું તારી રહેમતનો મોહતાજ થઈ ગયો છું, અને તું તેને અઝાબ આપવાથી ગની છે, જો નેકીઓ

---

[201] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૩૨૦૧, તિર્મિઝી, હદીષ નંબર: ૧૦૨૪, નસાઈ, હદીષ નંબર: ૧૯૮૫, ઇબ્ને માજહ, ૧/૪૮૦, હદીષ નંબર: ૧૪૯૮, અહમદ, ૨/૩૬૮, હદીષ નંબર: ૮૮૦૯, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૧/૧૫૧.

[202] ઇબ્ને માજહ, હદીષ નંબર: ૧૪૯૯, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૧/૨૫૧, અબૂ દાવૂદ, ૩/૨૧૧, હદીષ નંબર: ૩૨૦૨.

કરનાર હોય તો તેની નેકીઓમાં વધારો કર અને બુરાઈ કરવા વાળો હોય તો તેને માફ કર))[203]

## ૫૬_ નાના બાળકની જનાઝાની નમાઝમાં પઢવાની દુઆ

**161– ((اللَّهُمَّ أَعِذْهُ مِنْ عَذَابِ القَبْرِ)). وإن قال: ((اللَّهُمَّ اجْعَلْهُ فَرَطاً وَذُخْراً لِوَالِدَيْهِ، وَشَفِيعاً مُجَاباً، اللَّهُمَّ ثَقِّلْ بِهِ مَوَازِينَهُمَا، وَأَعْظِمْ بِهِ أُجورَهُمَا، وَأَلْحِقْهُ بِصَالِحِ الْمُؤْمِنِينَ، وَاجْعَلْهُ فِي كَفَالَةِ إِبْرَاهِيمَ، وَقِهِ بِرَحْمَتِكَ عَذَابَ الْجَحِيمِ، وَأَبْدِلْهُ دَاراً خَيْراً مِنْ دَارِهِ، وَأَهْلاً خَيْراً مِنْ أَهْلِهِ، اللَّهُمَّ اغْفِرْ لِأَسْلاَفِنَا، وَأَفْرَاطِنَا، وَمَنْ سَبَقَنَا بِالْإِيمَانِ)) فَحَسَنٌ.**

૧૬૦- ((હે અલ્લાહ ! તેને કબરના અઝાબથી બચાવ))[204] અને કહ્યું: ((હે અલ્લાહ! તેને તેનાં માં-બાપના માટે આગળ જઈને મહેમાનની તૈયારી કરનાર અને ખજાનો બનાવી દે, અને એવો ભલામણ કરનાર બનાવી દે,કે જેની ભલામણ સ્વીકારવામાં આવે,હે અલ્લાહ ! તેનાં દ્વારા તે બંને નાં તરાજુ ભારી

---

[203] આ હદીષને ઈમામ હાકિમ રહ. એ રિવાયત કરી છે અને સહીહ છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, ૧/૩૫૯, જુઓ: ઈમામ અલ્બાનીની કિતાબ અહકામુલ્ જનાઈઝ, પેજ નંબર: ૧૨૫.

[204] સઈદ બિન મુસય્યીબ રહ. એ કહ્યું: મેં અબૂ હુરૈરહ રઝી. ની પાછળ એક નાના બાળકની જનાઝાની નમાઝ પઢી જેણે ક્યારેય કોઈ ગુનાહ ન હતો કર્યો, મેં કહેતા સાંભળ્યા...)) હદીષ, ઈમામ માલિક રહ. એ મોઅત્તામાં રિવાયત કરી છે, ૧/૨૮૮, ઇબ્ને સુન્ની એ મુસન્નફમાં રિવાયત કરી, ૩/૨૧૭, બય્હકી, ૪/૯, શુએેબ અલ્ અર્નાઊત એ ઈમામ બગવીની કિતાબ શર્હુસ્ સુન્નહની તખ્રીજમાં આ હદીષની સનદને સહીહ કહી છે, ૫/૩૫૭.

કરી દે,અને તેનાં દ્વારા તેનો બદલો વધારી દે,અને તેને નેક મોમીનો સાથે મેળવી દે,અને તારી રહેમત થી તેને આગ નાં અઝાબ થી બચાવી લે))[205]

**161**– ((اللَّهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطاً، وَسَلَفاً، وَأَجْراً)).

૧૬૧- ((હે અલ્લાહ ! તેને અમારા માટે આગળ જઈ ને મહેમાન નવાઝી કરનાર , પુરોગામી અને અજર બનાવી દે.))[206]

## ૫૭_ શોક વખતે પઢવાની દુઆ

**162**– ((إِنَّ للَّهِ مَا أَخَذَ، وَلَهُ مَا أَعْطَى، وَكُلُّ شَيْءٍ عِنْدَهُ بِأَجَلٍ مُسَمًّى... فَلْتَصْبِرْ وَلْتَحْتَسِبْ)).

૧૬૨- ((ખરેખર અલ્લાહ નું જ છે, જે તેણે લઇ લીધું, અને તેનું જ છે જે તેણે આપ્યું, અને તેની પાસે દરેક વસ્તું નક્કી કરેલ સમય મુજબ છે, તેથી તમે સબર કરો અને ષવાબની નિયત રાખો))[207]

205 જુઓ: ઇબ્ને કુદામહની કિતાબ અલ્ મુગ્ની, ૩/૪૧૬, અને શૈખ અબ્દુલ્ અઝીઝ બિન અબ્દુલ્લાહ બિન બાઝ રહ. ની કિતાબ, અદ્ દુરૂસુલ્ મુહીમ્મહ, પેજ નંબર: ૧૫

206 હસન રહ. નાના બાળકની જનાઝાની નમાઝમાં સૂરે ફાતિહા પઢતા અને આ દુઆ પઢતા... હદીષ, ઈમામ બગવી રહ. એ શર્હુસ્ સુન્નહમાં રિવાયત કરી છે, ૫/૩૫૭, અબ્દુર્ રઝ્ઝાક, હદીષ નંબર: ૬૫૮૮, અને ઈમામ બુખારી રહ. એ તઅલીકાન, કિતાબુલ્ જનાઈઝમાં રિવાયત કરી છે, બાબ: જનાઝાની નમાઝમાં સૂરે ફાતિહા પઢવા વિષે બાબ, ૨/૧૧૩, પહેલાની હદીષ, હદીષ નંબર: ૧૩૩૫.

207 બુખારી, ૨/૮૦, હદીષ નંબર: ૧૨૮૪, મુસ્લિમ, ૨/૬૩૬, હદીષ નંબર: ૯૨૩.

وَإِنْ قَالَ: ((أَعْظَمَ اللَّهُ أَجْرَكَ، وَأَحْسَنَ عَزَاءَكَ، وَغَفَرَ لِمَيِّتِكَ)) فَحَسَنٌ.

અને આમ કહે તો વધારે સારૂં: ((અલ્લાહ તમને શ્રેષ્ઠ બદલો આપે, અને તમને સારૂં પ્રોત્સાહન આપે, અને તમાર મૃતકને માફ કરી દે))[208]

## ૫૮_ મૃતકને કબરમાં દાખલ કરતી વખતે પઢવાની દુઆ

**163**– ((بِسْمِ اللَّهِ وَعَلَى سُنَّةِ رَسُولِ اللَّهِ)).

૧૬૩- ((અલ્લાહના નામ સાથે અને નબી ﷺ ની સુન્નત પર))[209]

## ૫૯_ દફન વિધિ પછી પઢવાની દુઆ

**164**– ((اللَّهُمَّ اغْفِرْ لَهُ، اللَّهُمَّ ثَبِّتْهُ)).

૧૬૪- ((હે અલ્લાહ ! તેને માફ કર અને તને અડગ રાખ))[210]

## ૬૦_ કબરની ઝિયારત કરવાની દુઆ

208 અલ્ અઝ્કાર, ઈમામ નવવીની કિતાબ, પેજ નંબર: ૧૨૬.

209 અબૂ દાવૂદ, ૩/૩૧૪, હદીષ નંબર: ૩૨૧૫, સહીહ સનદ સાથે, અહમદ, હદીષ નંબર: ૫૨૩૪, ૪૮૧૨, આ શબ્દો: (( અલ્લાહના નામ સાથે અને નબી ﷺ ની સુન્નત સાથે)), સહીહ સનદ સાથે.

210 નબી ﷺ જયારે દફન વિધિથી ફારિગ થતા તો મય્યિત પાસે ઉભા રહેતા અને કહેતા: ((તમે તમારા ભાઈ માટે માફી માંગો અને તેના અડગ રહવા વિષે સવાલ કરો, કારણકે તેને હમણા સવાલ કરવામાં આવશે)) અબૂ દાવૂદ, ૩/૩૧૫, હદીષ નંબર: ૩૨૨૩, ઈમામ હાકિમ રહ. એ પણ રિવાયત કરી છે અને સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, ૧/૩૭૦.

**165–** ((السَّلاَمُ عَلَيْكُمْ أَهْلَ الدِّيَارِ، مِنَ الْمُؤْمِنِينَ وَالْمُسْلِمِينَ، وَإِنَّا إِنْ شَاءَ اللَّهُ بِكُمْ لاَحِقُونَ، [وَيَرْحَمُ اللَّهُ الْمُسْتَقدِمِينَ مِنَّا وَالْمُسْتأْخِرِينَ] أَسْاَلُ اللَّهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ)).

૧૬૫- ((હે કબરવાળા મોમીનો અને મુસલમાનો ! તમારા પર સલામતી થાય, અને અમેં પણ ઈન્ શાઅ્ અલ્લાહ તમને મળવા વાળા છે, અમે પોતાનાં માટે અને તમારાં માટે અલ્લાહથી આફીયતનો સવાલ કરીએ છીએ))[211]

## ૬૧_ હવા ચાલતી વખતે પઢવાની દુઆ

**166–** ((اللَّهُمَّ إِنِّي أَسْــأَلُكَ خَيْرَهَا، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّهَا)).

૧૬૬- ((હે અલ્લાહ ! હું તારી આ હવા દ્વારા ભલાઈ માંગુ છું અને તેની બુરાઈથી તારી પનાહ માગું છું.))[212]

**167–** ((اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ خَيْرَهَا، وَخَيْرَ مَا فِيهَا، وَخَيْرَ مَا أُرْسِلَتْ بِهِ، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّهَا، وَشَرِّ مَا فِيهَا، وَشَرِّ مَا أُرْسِلَتْ بِهِ)).

૧૬૭- ((હે અલ્લાહ ! હું તારા પાસે તેની ભલાઈ નો સવાલ કરૂં છું, અને એ વસ્તુંની ભલાઈની જે તેમાં છે, અને તે વસ્તુની ભલાઈનો જેની સાથે તે મોકલવામાં આવી છે, અને હું તારી પનાહ માંગું છું તે વસ્તુની બુરાઈથી અને

---

211 મુસ્લિમ, ૨/૬૭૧, હદીષ નંબર: ૯૭૫, ઇબ્ને માજહ, ૧/૪૯૪, અને તેના શબ્દો, હદીષ નંબર: ૧૫૪૭, આ હદીષ બુરૈરહ રઝી.ની છે અને જે બંને કૌંસ વચ્ચે છે તે તે આયશા રઝી. ની હદીષ જે ઈમામ મુસ્લિમ રહ. એ વર્ણન કરી છે, ૨/૬૭૧, હદીષ નંબર: ૯૭૫.

212 અબૂ દાવૂદ, ૪/૩૨૬, હદીષ નંબર: ૫૦૯૯, ઇબ્ને માજહ, ૨/૧૨૨૮, હદીષ નંબર: ૩૭૨૭, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૩૦૫.

તે વસ્તુની બુરાઈથી જે તેમાં છે અને તે વસ્તુ ની બુરાઈ થી જેની સાથે તે મોકલવામાં આવી છે.))[213]

## ૬૨_ વાદળ ગર્જતી વખતે પઢવાની દુઆ

**168**– ((سُبْحَانَ الَّذِي يُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهِ وَالْمَلاَئِكَةُ مِنْ خِيفَتِهِ)).

૧૬૮- ((પાક છે તે ઝાત જેના ડરથી વીજળી તેની પ્રશંસા અને તસ્બીહ બયાન કરે છે અને ફરિશ્તાઓ પણ તેના ડરથી તેની પવિત્રતા વર્ણન કરે છે))[214]

## ૬૩_ વરસાદના સમયે પઢવાની દુઆઓ

**169**– ((اللَّهُمَّ اسْقِنَا غَيْثاً مُغِيثاً مَرِيئاً مَرِيعاً، نَافِعاً غَيْرَ ضَارٍّ، عَاجِلاً غَيْرَ آجِلٍ)).

૧૬૯- ((હે અલ્લાહ ! અમને ફાયદાકારક વરસાદ આપ, આનંદિત, હરિયાળી વાળો, ફાયદારૂપ, નુકસાનથી ખાલી, જલ્દી આવનાર હોય અને મોડા આવનાર ન હોય.))[215]

---

213 મુસ્લિમ, અને તેના શબ્દો, ૨/૬૬૬, હદીષ નંબર: ૮૯૯, બુખારી, ૪/૭૪, હદીષ નંબર: ૩૨૦૬, ૪૮૨૯.

214 અબ્દુલ્લાહ બિન જૂબૈર રઝિ. જ્યારે વાદળ ની ગર્જના સાંભળતા તો વાતો છોડી દેતા અને કહેતાં... હદીષ, મોઅત્તા, ૨/૯૯૨, અને ઈમામ અલ્બાની રહ. એ અલ્ કલિમુત્ તય્યિબમાં કહ્યું: ૧૫૭, ((મવકુફન આ હદીષની સનદ સહીહ છે)).

215 અબૂ દાવૂદ, ૧/૩૦૩, હદીષ નંબર: ૧૧૭૧, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન અબી દાવૂદમાં સહી કહી છે, ૧/૨૧૬.

170– ((اللَّهُمَّ أَغِثْنَا، اللَّهُمَّ أَغِثْنَا، اللَّهُمَّ أَغِثْنَا)).

૧૭૦- ((હે અલ્લાહ! અમને વરસાદ આપ,હે અલ્લાહ! અમને વરસાદ આપ, હે અલ્લાહ! અમને વરસાદ આપ))[216]

171– ((اللَّهُمَّ اسْقِ عِبَادَكَ، وَبَهَائِمَكَ، وَانْشُرْ رَحْمَتَكَ، وَأَحْيِي بَلَدَكَ الْمَيِّتَ)).

૧૭૧- ((હે અલ્લાહ ! તારા બંદાઓ અને તારા જાનવરોને પાણી પીવડાવ, અને પોતાની રહેમત ફેલાવી દે, અને પોતાનાં મૃત શહેરોને જીવિત કરી દે))[217]

## ૬૪_ વરસાદ જોઈ પઢવાની દુઆ

172– ((اللَّهُمَّ صَيِّباً نَافِعاً)).

૧૭૨- ((હે અલ્લાહ ! તું આ વરસાદ ને અમારા માટે ફાયદાકારક બનાવ))[218]

## ૬૫_ વરસાદ પછી પઢવાની દુઆ

173– ((مُطِرْنَا بِفَضْلِ اللَّهِ وَرَحْمَتِهِ)).

216 બુખારી, ૧/૨૨૪, હદીષ નંબર : ૧૦૧૪, મુસ્લિમ, ૨/૬૧૩, હદીષ નંબર : ૮૯૭.

217 અબૂ દાવૂદ, ૧/૩૦૫, હદીષ નંબર: ૧૧૭૮, અને ઈમામ અલ્બાની રહ.એ સહીહ અબૂ દાવૂદમાં હસન કહી છે, ૧/૨૧૮.

218 બુખારી મઅલ્ ફત્હ, ૨/૫૧૮, હદીષ નંબર: ૧૦૩૨.

૧૭૩- ((અલ્લાહની કૃપા અને તેના ફઝલથી અમારા પર વરસાદ વરસ્યો.))[219]

## ૬૬_ તંદુરસ્તી માટેની દુઆ

**174**– ((اللَّهُمَّ حَوَالَيْنَا وَلاَ عَلَيْنَا، اللَّهُمَّ عَلَى الآكَامِ وَالظِّرَابِ، وَبُطُونِ الْأَوْدِيَةِ، وَمَنَابِتِ الشَّجَرِ)).

૧૭૪- ((હે અલ્લાહ ! બીજી બાજુ વરસાદ વરસાવ અને અમારી ઉપરથી રોકી લે અને પર્વતો, ઉંચી જગ્યાઓ, ખાંચાઓ અને વૃક્ષ ઉગવાની જગ્યાએ વરસાદ વરસાવ))[220]

## ૬૭_ ચાંદ જોઇને પઢવાની દુઆ

**175**– ((اللَّهُ أَكْبَرُ، اللَّهُمَّ أَهِلَّهُ عَلَيْنَا بِالْأَمْنِ وَالْإِيمَانِ، وَالسَّلاَمَةِ وَالْإِسْلاَمِ، وَالتَّوْفِيقِ لِمَا تُحِبُّ رَبَّنَا وَتَرْضَى، رَبُّنَا وَرَبُّكَ اللَّهُ)).

૧૭૫- ((અલ્લાહ સૌથી મોટો છે, હે અલ્લાહ ! તું આ ચાંદને અમારાં માટે શાંતિ, ઈમાન, સલામતી વાળો બનાવી દે અને ઈસ્લામની સાથે અને તે વસ્તુની તોફીક ની સાથે જેનાથી તું મુહબ્બત કરે છે અને જેને તું પસંદ કરે છે, હે ચાંદ ! અમારો અને તારો પાલનહાર જ અલ્લાહ છે))[221]

219 બુખારી, ૧/૨૦૫, હદીષ નંબર : ૮૪૬, મુસ્લિમ, ૧/૮૩, હદીષ નંબર: ૭૧.

220 બુખારી, ૧/૨૨૪, હદીષ નંબર : ૯૩૩, મુસ્લિમ, ૨/૬૧૪, હદીષ નંબર: ૮૯૭.

221 તિર્મિઝી, ૫/૫૦૪, હદીષ નંબર: ૩૪૫૧, દારમી. અને તેના શબ્દો, ૧/૩૩૬, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૭.

## ૬૮_ રોઝો ખોલતી વખતે પઢવાની દુઆ

176- ((ذَهَبَ الظَّمَأُ وَابْتَلَّتِ العُرُوقُ، وَثَبَتَ الْأَجْرُ إِنْ شَاءَ اللَّهُ)).

૧૭૬- ((તરસ જતી રહી, રગો ભરાઈ ગઈ, અને જો અલ્લાહ ઈચ્છશે તો બદલો સાબિત થઈ ગયો))[222]

177- ((اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ بِرَحْمَتِكَ الَّتِي وَسِعَتْ كُلَّ شَيْءٍ أَنْ تَغْفِرَ لِي)).

૧૭૭- ((હે અલ્લાહ ! હું તને તારી રહેમત સાથે સવાલ કરૂં છું, જે દરેક વસ્તુ કરતાં વિશાળ છે, કે તું મને માફ કરી દે))[223]

## ૬૯_ ખાવાનું શરૂ કરતા પહેલા પઢવાની દુઆ

**178**– ((إِذَا أَكَلَ أَحَدُكُمْ طَعَاماً فَلْيَقُلْ بِسْمِ اللَّهِ، فَإِنْ نَسِيَ فِي أَوَّلِهِ فَلْيَقُلْ بسمِ اللَّهِ فِي أَوَّلِهِ وَآخِرِهِ)).

---

222 અબૂ દાવૂદ: ૨/૩૦૬, હદીષ નંબર: ૨૩૫૯, વગેરે, જુઓ: સહીહુલ્ જામેઅ: ૪/૨૦૯.

223 ઇબ્ને માજહ, ૧/૫૫૭, હદીષ નંબર: ૧૭૫૩, અબ્દુલ્લાહ બિન અમ્ર રઝી. ની દુઆ, અને હાફિઝ ઈબ્ને હજર રહ. એ અલ્ અઝ્કારની તખ્રીજમાં આ હદીષને હસન કહી છે, જુઓ: શર્હુલ્ અઝ્કાર, ૪/૩૪૨.

૧૭૮- ((તમારા માંથી જયારે કોઈ ખાવાનું ખાઈ તો કહે, અલ્લાહના નામ સાથે (હું ખાવાનું ખાઉં છું) અને શરુ કરતા પહેલા કહેવાનું ભૂલી જાય તો કહે, અલ્લાહના નામ સાથે હું ખાવાનું શરુ કરું છું અને ખતમ કરું છું))[224]

**179–** ((مَنْ أَطْعَمَهُ اللَّهُ الطَّعَامَ فَلْيَقُلْ: اللَّهُمَّ بَارِكْ لَنَا فِيهِ وَأَطْعِمْنَا خَيْراً مِنْهُ، وَمَنْ سَقَاهُ اللَّهُ لَبَناً فَلْيَقُلْ اللَّهُمَّ بَارِكْ لَنَا فِيهِ وَزِدْنَا مِنْهُ)).

૧૭૯- ((જેને અલ્લાહ તઆલા ખાવાનું ખવડાવે તો તે કહે: હે અલ્લાહ ! અમારાં માટે તેમાં બરકત આપ, અને અમને તેનાં થી શ્રેષ્ઠ ખવડાવ, અને જેને અલ્લાહ તઆલા દૂધ પીવડાવે તે કહે: હે અલ્લાહ ! અમારાં માટે તેમાં બરકત અતા કર,અને અમને તે વધારે આપ))[225]

## ૭૦_ ખાધા પછી પઢવાની દુઆ

**180–** ((الْحَمْدُ لِلَّهِ الَّذِي أَطْعَمَنِي هَذَا، وَرَزَقَنِيهِ، مِنْ غَيْرِ حَوْلٍ مِنِّي وَلاَ قُوَّةٍ)).

૧૮૦- ((દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેણે મને ખવડાવ્યું અને મારી કોઈ તાકાત અને શક્તિ વગર મને રોજી આપી.))[226]

---

224 અબૂ દાવૂદ, ૩/૩૪૭, હદીષ નંબર: ૩૭૬૭, તિર્મિઝી, ૪/૨૮૮, હદીષ નંબર: ૧૮૫૮, જુઓ: સહીહ તિર્મિઝી, ૨/૧૬૭.

225 તિર્મિઝી, ૫/૫૦૬, હદીષ નંબર: ૩૪૫૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૮.

226 આ હદીષને ઈમામ નસાઈ સિવાય સુનનની કિતાબના દરેક લેખકો એ રિવાયત કરી છે: અબૂ દાવૂદ, હદીષ નંબર: ૪૦૨૫, તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૫૮, ઈબ્ને માજહ, હદીષ નંબર: ૩૨૮૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૯.

**181**– ((الْحَمْدُ لِلَّهِ حَمْداً كَثِيراً طَيِّباً مُبَارَكاً فِيهِ، غَيْرَ [مَكْفِيٍّ وَلاَ] مُوَدَّعٍ، وَلاَ مُسْتَغْنَىً عَنْهُ رَبَّنَا)).

૧૮૧- ((દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે છે, હે અમારા પાલનહાર ! ખૂબ જ વધારે પવિત્ર, જેમાં બરકત કરવામાં આવી છે, જેને નાં તો પૂરતો સમજવામાં આવ્યો છે, (કે વધારે ની જરૂર ન હોય) ન છોડવામાં આવ્યું છે,અને ન તો તેનાથી બેપરવાહી કરવામાં આવી છે))[227]

## ૭૧_ ખાવા નું ખવડાવનાર માટે મહેમાનની દુઆ

**182**– ((اللَّهُمَّ بَارِكْ لَهُمْ فِيمَا رَزَقْتَهُم، وَاغْفِرْ لَهُمْ وَارْحَمْهُمْ)).

૧૮૨- ((હે અલ્લાહ ! તેમની રોજીમાં બરકત કર અને તમને માફ કર અને તમારા પર રહમ કર))[228]

## ૭૨_ ખાવા અને પીવા માટે દુઆ કરવી

**183**– ((اللَّهُمَّ أَطْعِمْ مَنْ أَطْعَمَنِي، وَاسْقِ مَنْ سَقَانِي)).

---

227 બુખારી, ૬/૨૧૪, હદીષ નંબર: ૫૪૫૮, તિર્મિઝી, અને તેના શબ્દો, ૫/૫૦૭, હદીષ નંબર: ૩૪૫૬.

228 મુસ્લિમ, ૩/૧૬૧૫, હદીષ નંબર: ૨૦૪૨.

૧૮૩- ((હે અલ્લાહ ! જે મને ખવડાવ્યું તે તેને ખવડાવ,અને જે મને પીવડાવ્યું તે તેને પણ પિવડાવ))[229]

## ૭૩_ ઘરવાળાઓ સાથે રોઝો ઈફ્તાર કરવાની દુઆ

**184**– ((أَفْطَرَ عِنْدَكُمُ الصَّائِمُونَ، وَأَكَلَ طَعَامَكُمُ الْأَبْرَارُ، وَصَلَّتْ عَلَيْكُمُ الْمَلاَئِكَةُ)).

૧૮૪- ((તમારી પાસે રોઝેદારો ઈફ્તાર કરતાં રહે અને તમારું ખાવાનું નેક લોકો ખાઈ, અને ફરિશ્તાઓ તમારાં માટે દુઆ કરે))[230]

## ૭૪_જ્યારે ખાવાનું હાજર હોય અને રોઝેદારની રોઝો ખોલતા પહેલાની દુઆ

**185**– ((إِذَا دُعِيَ أَحَدُكُمْ فَلْيُجِبْ، فَإِنْ كَانَ صَائِماً فَلْيُصَلِّ، وَإِنْ كَانَ مُفْطِراً فَلْيَطْعَمْ))،

૧૮૫- ((જ્યારે તમારાં માંથી કોઈને દાવત પર બોલાવવામાં આવે તો દાવત કબૂલ કરે, અને રોઝેદાર હોય તો દુઆ કરી દે, અને જો રોઝો ના હોય તો ખાવાનું ખાઈ લે))[231] (ફલ્યુસલ્લિનો અર્થ તેના માટે દુઆ કરે.)

---

229 મુસ્લિમ, ૩/૧૬૨૬, હદીષ નંબર: ૨૦૫૫.

230 સુનન્ અબી દાવૂદ, ૩/૩૬૭, હદીષ નંબર: ૩૮૫૬, ઇબ્ને માજહ, ૧/૫૫૬, હદીષ નંબર: ૧૭૪૭, ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, નંબર: ૨૯૬-૨૯૮, અને નબી ﷺ ની હદીષ વર્ણન કરી કે નબી ﷺ જયારે ઘરવાળાઓ સાથે ઇફતાર કરતા તો કહેતા, અને ઈમામ અલાબની રહ. એ સહીહ અબી દાવૂદમાં સહીહ કહી છે, ૨/૭૩૦.

231 મુસ્લિમ, ૨/૧૦૫૪, હદીષ નંબર: ૧૧૫૦.

## ૭૫_ જયારે કોઈ રોઝેદારને ગાળો આપે તો તે શું કહે

**186**– ((إِنِّي صَائِمٌ، إِنِّي صَائِمٌ)).

૧૮૬- ((હું રોઝદાર છું, હું રોઝદાર છું))[232]

## ૭૬_ પ્રથમ ફળ જોઈ પઢવાની દુઆ

**187**– ((اللَّهُمَّ بَارِكْ لَنَا فِي ثَمَرِنَا، وَبَارِكْ لَنَا فِي مَدِينَتِنَا، وَبَارِكْ لَنَا فِي صَاعِنَا، وَبَارِكْ لَنَا فِي مُدِّنَا)).

૧૮૭- ((હે અલ્લાહ ! અમારાં માટે અમારાં ફળોમાં બરકત આપ, અને અમારાં માટે અમારાં શહેરમાં બરકત આપ, અને અમારાં માટે અમારાં સાઅ જે ત્રણ કિલો બરાબર હોય છે, તેમાં બરકત આપ અને અમારાં માટે અમારાં મુદ બરકત આપ))[233]

## ૭૭_ છીંકવાવાળા વ્યક્તિ માટે દુઆ

**188**– ((إِذَا عَطَسَ أَحَدُكُم فَلْيَقُلِ الْحَمْدُ لِلَّهِ، وَلْيَقُلْ لَهُ أَخُوهُ أَوْ صَاحِبُهُ: يَرْحَمُكَ اللَّهُ، فَإِذَا قَالَ لَهُ: يَرحَمُكَ اللَّهُ، فَلْيَقُلْ: يَهْدِيكُمُ اللَّهُ وَيُصْلِحُ بَالَكُمْ)).

૧૮૮- ((જ્યારે તમારાં માંથી કોઈ ને છીંક આવે તો કહે:-દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, છીંક સાંભળનાર કહે:- અલ્લાહ તારાં પર રહેમ કરે, જ્યારે

---

[232] બુખારી મઅલ્ ફતહ, ૪/૧૦૩, હદીષ નંબર: ૧૮૯૪, મુસ્લિમ, ૨/૮૦૬, હદીષ નંબર: ૧૧૫૧.

[233] મુસ્લિમ, ૨/૧૦૦૦, હદીષ નંબર: ૧૩૭૩.

છીંક સાંભળનાર યરૂહમુકલ્લાહ કહે પછી જેને છીંક આવી હોઈ તે કહે:અલ્લાહ તમને માર્ગદર્શન આપે અને તમારો હાલ ઠીક કરી દે.))[234]

## ૭૮_ જયારે કાફિર છીંક ખાઈને અલ્ હમ્દુ લિલ્લાહ કહે તો, શું કહેવું

**189**– ((يَهْدِيكُمُ اللَّهُ وَيُصْلِحُ بَالَكُمْ)).

૧૮૯- ((અલ્લાહ તમને માર્ગદર્શન આપે અને તમારો હાલ ઠીક કરી દે))[235]

## ૭૯_ લગ્ન પછી દુલ્હા માટે દુઆ

**190**– ((بَارَكَ اللَّهُ لَكَ، وَبَارَكَ عَلَيْكَ، وَجَمَعَ بَيْنَكُمَا فِي خَيْرٍ)).

૧૯૦- ((અલ્લાહ તારાં માટે બરકત કરે અને તારા પર બરકત કરે, અને તમને બંને ને ભલાઈ ની સાથે ભેગાં કરે))[236]

## ૮૦_લગ્ન કરતી વખતે દુલ્હાને પઢવાની દુઆ તેમજ સવારી ખરીદતી વખતે પઢવાની દુઆ

---

234 બુખારી, ૭/૧૨૫, હદીષ નંબર: ૫૮૭૦.

235 તિર્મિઝી, ૮/૮૨, હદીષ નંબર: ૨૭૪૧, અહમદ, ૪/૪૦૦, હદીષ નંબર: ૧૯૫૮૬, અબૂ દાવૂદ, ૪/૩૦૮, હદીષ નંબર: ૫૦૪૦, જુઓ: સહીહ તિર્મિઝી, ૨/૩૫૪.

236 ઈમામ નસાઈ રહ. સિવાય સુનન્ ની કિતાબના દરેક લેખક એ આ હદીષ રિવાયત કરી છે, અબૂ દાવૂદ, હદીષ નંબર: ૨૧૩૦, તિર્મિઝી, હદીષ નંબર: ૧૦૯૧, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૧૯૦૫, અને ઈમામ નસાઈ રહ. એ ફી અમ્લીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, ૧/૩૧૬.

૧૯૧- તમારા માંથી જ્યારે કોઈ સ્ત્રી સાથે લગ્ન કરે અથવા કોઈ સવારી ખરીદે તો કહે:

**191**– ((اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ خَيْرَهَا، وَخَيْرَ مَا جَبَلْتَهَا عَلَيْهِ، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّهَا، وَشَرِّ مَا جَبَلْتَهَا عَلَيْهِ، وَإِذَا اشْتَرَى بَعِيراً فَلْيَأْخُذْ بِذِرْوَةِ سَنَامِهِ وَلْيَقُلْ مِثْلَ ذَلِكَ)).

((હે અલ્લાહ ! હું તારી પાસે તેની ભલાઈ નો સવાલ કરૂં છું, અને તે વસ્તુની ભલાઈનો જેનાં પર તેને તે પેદા કરી છે, અને તારી પનાહ માંગું છું તેની બુરાઈથી અને તે વસ્તુની બુરાઈથી જેનાં પર તેને તે પેદા કરી છે, અને જ્યારે કોઈ ઉંટણી ખરીદે તો તેની ખુંધ પકડીને અને આ જ દુઆ પઢે))[237]

## ૮૧_ પત્ની પાસે આવતા પહેલા પઢવાની દુઆ

**192**– ((بِسْمِ اللَّهِ، اللَّهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ، وَجَنِّبِ الشَّيْطَانَ مَا رَزَقْتَنَا)).

૧૯૨- ((અલ્લાહના નામ સાથે, હે અલ્લાહ ! અમને શૈતાન થી બચાવ અને જે સંતાન તું અમને આપે તેને પણ શૈતાન થી બચાવ))[238]

## ૮૨_ ગુસ્સાના સમયે પઢવાની દુઆ

**193**– ((أَعُوذُ بِاللَّهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيمِ)).

---

[237] અબૂ દાવૂદ, ૨/૨૪૮, હદીષ નંબર: ૨૧૬૦, ઇબ્ને માજહ, ૧/૬૧૭, હદીષ નંબર: ૧૯૧૮, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૧/૩૨૪.

[238] બુખારી, ૬/૧૪૧, હદીષ નંબર: ૧૪૧, મુસ્લિમ, ૨/૧૦૨૮, હદીષ નંબર: ૧૪૩૪.

૧૯૩- ((હું અલ્લાહની પનાહમાં આવું છું ધૃતકારેલા શેતાનથી))[239]

## ૮૩_ મુસીબતમાં સપડાયેલા વ્યક્તિને જોઈ પઢવાની દુઆ

194– ((الْحَمْدُ لِلَّهِ الَّذِي عَافَانِي مِمَّا ابْتَلاَكَ بِهِ، وَفَضَّلَنِي عَلَى كَثِيرٍ مِمَّنْ خَلَقَ تَفْضِيلاً)).

૧૯૪- ((દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેણે મને તે મુસીબતથી બચાવી લીધો, જેમાં આ વ્યક્તિ સપડાયેલો છે, અને મને પોતાના દરેક સર્જનીઓ પર શ્રેષ્ઠતા આપી.))[240]

## ૮૪_મજલીસ (સભા) માં પઢવાની દુઆ

૧૯૫- ((ઈબ્ને ઉમર રઝિ. વર્ણન કરે છે કે આપ ﷺ નાં માટે એક સભા માંથી ઉઠતાં પહેલાં ૧૦૦ વખત આ દુઆ પઢવામાં આવતી:

195– ((رَبِّ اغْفِرْ لِي، وَتُبْ عَلَيَّ، إِنَّكَ أَنْتَ التَّوَّابُ الغَفُورُ)).

((હે મારા પાલનહાર ! તું મને માફ કરી દે, મારી તૌબા કબૂલ કર, કારણકે તું જ તૌબા કબૂલ કરવાવાળો અને માફ કરવાવાળો છે.))[241]

## ૮૫_ મજલીસના કફ્ફારા (ગુનાહ દૂર કરવાની) દુઆ

---

239 બુખારી, ૭/૯૯, હદીષ નંબર: ૩૨૮૨, મુસ્લિમ, ૪/૨૦૧૫, હદીષ નંબર: ૨૬૧૦.

240 તિર્મિઝી, ૫/૪૯૪, ૫/૪૯૩, હદીષ નંબર: ૩૪૩૨, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૩.

241 તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૩૪, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૮૧૪, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૩, સહીહ ઇબ્ને માજહ, ૨/૩૨૧, અને શબ્દો તિર્મિઝીના છે.

196-

**196**– ((سُبْحَانَكَ اللَّهُمَّ وَبِحَمْدِكَ، أَشْهَدُ أَنْ لاَ إِلَهَ إِلاَّ أَنْتَ، أَسْتَغْفِرُكَ وَأَتُوبُ إِلَيْكَ)).

૧૯૬- ((હે અલ્લાહ ! તારી ઝાત પવિત્ર છે, દરેક પ્રકારના વખાણ ફક્ત તારા માટે જ છે, હું ગવાહી આપું છું કે તારા સિવાય કોઈ ઇલાહ નથી, હું મારા ગુનાહની માફી માગું છું અને તારી તરફ જ તૌબા કરૂં છું.))[242]

## ૮૬_ (ગફરલ્લાહુ લક) તે વ્યક્તિ માટે દુઆ જે કહે અલ્લાહ તમને માફ કરે

**197**– ((وَلَكَ)).

૧૯૭- ((તમને પણ અલ્લાહ માફ કરે))[243]

**87. الدُّعَاءُ لِمَنْ صَنَعَ إِلَيْكَ مَعْرُوفاً**

242 સુનનની કિતાબના ચારેય લેખક: અબૂદાવૂદ, હદીષ નંબર: ૪૮૫૮, તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૩૩, નસાઈ, હદીષ નંબર: ૧૩૪૪, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૩, અને આયશા રઝી. થી સાબિત છે, તેમણે કહ્યું: (( નબી ﷺ જયારે પણ કોઈ સભા માં બેસતા, ના તો તેમાં કુરઆનની તિલાવત કરતા, ન તો તેમાં નમાઝ પઢતા પરતું તે સભા આ દુઆ સાથે ખતમ કરતા)) હદીષ, ઈમામ નસઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલહમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૩૦૮, અહમદ, ૬/૭૭, હદીષ નંબર: ૨૪૪૮૬, અને દુક્તૂર ફારૂક એ ઈમામ નસાઈ રહ. ની કીતન અમલુલ્ યવ્મ વલ્ લૈલલહની તેહકીકમાં આ હદીષને સહીહ કહી છે, પેજ નંબર: ૨૭૩.

243 અહમદ, ૫/૮૨, હદીષ નંબર: ૨૦૭૭૮, ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, પેજ નંબર: ૨૧૮, હદીષ નંબર: ૪૨૧, દુક્તૂર ફારૂક હમાદહ એ તહકીક કરી છે.

## ૮૭_ સારો વ્યવહાર કરવાવાળા વ્યક્તિ માટે દુઆ

198– ((جَزَاكَ اللَّهُ خَيْراً)).

૧૯૮- ((અલ્લાહ તમને બહેતર બદલો આપે.))[244]

.

## ૮૮_ દજ્જાલના ફિતનાથી બચવા માટેનું દુઆ

199– ((مَنْ حَفِظَ عَشْرَ آيَاتٍ مِنْ أَوَّلِ سُورَةِ الْكَهْفِ عُصِمَ مِنَ الدَّجَّالِ))، وَالْاسْتِعَاذَةُ بِاللَّهِ مِنْ فِتْنَتِهِ عَقِبَ التَّشَهُّدِ الْأَخِيرِ مِنْ كُلِّ صَلَاةٍ.

૧૯૯- ((જે વ્યક્તિ સૂરે કહફની પહેલી દસ આયતો યાદ કરી લેશે તે દજ્જાલથી સુરક્ષિત રહેશે))[245] અને દરેક નમાઝમાં તશહ્હુદની છેલ્લી બેઠકમાં તેના ફિતનાથી પનાહ માંગે))[246]

## ૮૯_ તે વ્યક્તિ માટે દુઆ, જે વ્યક્તિ કહે મને અલ્લાહના લીધે તમારા થી મુહબ્બત છે

200– ((أَحَبَّكَ الَّذِي أَحْبَبْتَنِي لَهُ)).

244 તિર્મિઝી, હદીષ નંબર: ૨૦૩૫, જુઓ: સહીહુલ્ જામિઅ, ૬૨૪૪, સહીહ તિર્મિઝી, ૨/૨૦૦.

245 મુસ્લિમ, ૧/૫૫૫, હદીષ નંબર: ૮૦૯, અને બીજી રિવાયતમાં છે: સૂરે કહફની છેલ્લી દસ આયતો, ૧/૫૫૬, હદીષ નંબર: ૮૦૯.

246 આ કિતાબમાં જુઓ: હદીષ નંબર: ૫૫, અને હદીષ નંબર: ૫૬, પેજ નંબર: ૪૧.

૨૦૦- ((તે (અલ્લાહ) તને મુહબ્બત કરે જેનાં લીધે તે મારા સાથે મુહબ્બત કરી))[247]

## ૯૦_ જે વ્યક્તિ તમારાં માટે પોતાનો માલ રજૂ કરે તેનાં માટે દુઆ

**201–** ((بَارَكَ اللَّهُ لَكَ فِي أَهْلِكَ وَمَالِكَ)).

૨૦૧- ((અલ્લાહ તમારાં માટે તમારા ઘરવાળાઓ અને માલમાં બરકત કરે))[248]

## ૯૧_ કર્ઝ આપતી વખતે કર્ઝ આપનાર માટે દુઆ

**202–** ((بارَكَ اللَّهُ لَكَ فِي أَهْلِكَ وَمَالِكَ، إِنَّمَا جَزَاءُ السَّلَفِ الْحَمْدُ وَالأَدَاءُ)).

૨૦૨- ((અલ્લાહ તઆલા તારા માટે તારા ઘર અને માલમાં બરકત આપે, કર્ઝ તો ફક્ત પ્રશંસા અને અદા કરવું જ છે))[249]

## ૯૨_ શિર્કના ભયથી દુઆ

**203–** ((اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ أَنْ أُشْرِكَ بِكَ وَأَنَا أَعْلَمُ، وَأَسْتَغْفِرُكَ لِمَا لاَ أَعْلَمُ)).

---

247 અબૂ દાવૂદ, ૪/૩૩૩, હદીષ નંબર: ૫૧૨૫, અને ઈમામ અલ્બાની રહ.એ સહીહ અબૂ દાવૂદમાં હસન કહી છે, ૩/૯૬૫.

248 બુખારી મઅલ્ ફત્હ, ૪/૨૮૮, હદીષ નંબર: ૨૦૪૯.

249 ઈમામ નસાઈ રહ. એ ફી અમલીલ્ તાવમ વલ્ લૈલમાં રિવાયત કરી છે, પેજ નંબર: ૩૦૦, ઇબ્ને માજહ, ૨/૮૦૯, હદીષ નંબર: ૨૪૨૪, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૫૫.

૨૦૩- ((હે અલ્લાહ ! હું તારી પનાહમાં આવું છું કે હું જાણતા હોવા છતાય તારી સાથે શિર્ક કરું, અને જે હું જાણતો નથી તેની હું માફી માંગું છું.))[250]

**93. الدُّعَاءُ لِمَنْ قَالَ بَارَكَ اللَّهُ فِيكَ**

## ૯૩_ જયારે કોઈ કહે બરકાલ્લાહુ ફીક અર્થાત્ અલ્લાહ તમારામાં બરકત કરે, તેના માટે દુઆ

**204–** ((وَفِيكَ بَارَكَ اللَّهُ)).

૨૦૪- ((તમારામાં પણ અલ્લાહ બરકત કરે))[251]

## ૯૪_ અપશુકન ન લેવાં માટે ની દુઆ

**205–** ((اللَّهُمَّ لاَ طَيْرَ إِلاَّ طَيْرُكَ، وَلاَ خَيْرَ إِلاَّ خَيْرُكَ، وَلاَ إِلَهَ غَيْرُكَ)).

૨૦૫- ((હે અલ્લાહ ! કોઈ પક્ષી નથી તારા પક્ષી સિવાય, અને કોઈ ભલાઈ નથી તારી ભલાઈ સિવાય, અને તારા સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી))[252]

---

[250] અહમદ, ૪/૪૦૩, હદીષ નંબર: ૧૯૬૦૬, ઈમામ બુખારી, રહ.ની કિતાબ અદબુલ્ મુફ્દ, હદીષ નંબર: ૭૧૬, જુઓ: સહીહુલ્ જામિઅ, ૩/૨૩૩, અને સહીહુત્ તર્ગીબ વત્ તર્હીબ, ૧/૧૯.

[251] [૨૫૧] ઇબ્ને સુન્ની, પેજ નંબર: ૧૩૮, હદીષ નંબર: ૨૭૮, જુઓ: ઈમામ ઇબ્ને કય્યિમ રહ. ની કિતાબ અલ્ વાબિલુસ્ સબીલ, પેજ નંબર: ૩૦૪, જેની તેહકીક બશીર મુહમ્મદ અયૂન એ કરી છે.

[252] અહમદ, ૨/૨૨૦, હદીષ નંબર: ૭૦૪૫, ઇબ્ને સુન્ની, હદીષ નંબર: ૨૯૨, અને ઈમામ અલ્બાની રહ. એ સિલ્સિલતુ અહાદિષુસ્ સહીહાહમાં સહીહ કહી છે, ૩/૫૪, હદીષ નંબર: ૧૦૬૫, રહી શુકન

## ૯૫_ સવારી પર સવાર થવાની દુઆ

**206**– ((بِسْمِ اللَّهِ، وَالْحَمْدُ للَّهِ ﴿سُبْحَانَ الَّذِي سَخَّرَ لَنَا هَذَا وَمَا كُنَّا لَهُ مُقْرِنِينَ، وَإِنَّا إِلَى رَبِّنَا لَمُنقَلِبُونَ﴾، ((الْحَمْدُ لِلَّهِ، الْحَمْدُ لِلَّهِ، الْحَمْدُ لِلَّهِ، اللَّهُ أَكْبَرُ، اللَّهُ أَكْبَرُ، اللَّهُ أَكْبَرُ، سُبْحَانَكَ اللَّهُمَّ إِنِّي ظَلَمْتُ نَفْسِي فَاغْفِرْ لِي؛ فَإِنَّهُ لاَ يَغْفِرُ الذُّنُوبَ إِلاَّ أَنْتَ)).

૨૦૬- ((અલ્લાહનું નામ લઈ, દરેક વખાણ ફક્ત તેના માટે જ છે, (પાક છે તે હસ્તી, જેણે આપણા માટે આને આધીન કર્યા અને અમે તેના માટે સક્ષમ ન હતા. અને ખરેખર અમારે અમારા પાલનહાર તરફ જ પાછા ફરવાનું છે). ((અલ્હમ્દુલિલ્લાહ ,અલ્હમ્દુલિલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, હે અલ્લાહ ! તું પાક છે, ખરેખર મેં મારી જાન પર જુલમ કર્યો છે, બસ તું મને માફ કરી દે, કારણ કે તારા સિવાય કોઈ ગુનાહો ને માફ કરનાર નથી))[253]

## ૯૬_ સફરની દુઆ

**207**– (( اللَّهُ أَكْبَرُ، اللَّهُ أَكْبَرُ، اللَّهُ أَكْبَرُ، ﴿سُبْحَانَ الَّذِي سَخَّرَ لَنَا هَذَا وَمَا كُنَّا لَهُ مُقْرِنِينَ * وَإِنَّا إِلَى رَبِّنَا لَمُنقَلِبُونَ﴾ ((اللَّهُمَّ إِنّا نَسْأَلُكَ فِي سَفَرِنَا هَذَا الْبِرَّ وَالتَّقْوَى، وَمِنَ الْعَمَلِ مَا

---

લેવાની વાત તો, એક વખત નબી ﷺ એ કોઈ અવાજ સાંભળી તો અનોખી લાગી તો કહ્યું: ((અમે તમારી વાતથી શુકન અપનાવ્યું)), અબૂદાવૂદ, હદીષ નંબર: ૩૭૧૯, અહમદ, હદીષ નંબર: ૯૦૪૦, અને ઈમામ અલ્બાની રહ, એ સિલ્સિલતુ અહાદિષુસ્ સહીહાહમાં સહીહ કહી છે, ૨/૩૬૩, અને અબી શૈખ પાસે તેમની કિતાબ, અખલાકુન્ નબી ﷺ, પેજ નંબર: ૨૭૦.

[253] અબૂ દાવૂદ, ૩/૩૪, હદીષ નંબર: ૨૬૦૨, તિર્મિઝી, ૫/૫૦૧, હદીષ નંબર: ૩૪૪૬, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૬, બંને આયતો સૂરે ઝુખ્રૂફની છે: ૧૩-૧૪.

**تَرْضَى، اللَّهُمَّ هَوِّنْ عَلَيْنَا سَفَرَنَا هَذَا وَاطْوِ عَنَّا بُعْدَهُ، اللَّهُمَّ أَنْتَ الصَّاحِبُ فِي السَّفَرِ، وَالْخَلِيفَةُ فِي الْأَهْلِ، اللَّهُمَّ إِنِّي أَعُوذُ بِكَ مِنْ وَعْثَاءِ السَّفَرِ، وَكَآبَةِ الْمَنْظَرِ، وَسُوءِ الْمُنْقَلَبِ فِي الْمَالِ وَالْأَهْلِ))، وإذا رَجَعَ قَالَهُنَّ وَزَادَ فِيهِنَّ: ((آيِبُونَ، تائِبُونَ، عَابِدُونَ، لِرَبِّنَا حَامِدُونَ)).**

૨૦૭- અલ્લાહ સૌથી મોટો છે,અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ સૌથી મોટો છે, (પાક છે તે હસ્તી જેણે આપણા માટે આને આધીન કર્યા અને અમે તેના માટે સક્ષમ ન હતા* અને ખરેખર અમારે અમારા પાલનહાર તરફ જ પાછા ફરવાનું છે). હે અલ્લાહ ! અમે તારી સમક્ષ આ સફરમાં નેકી અને પરહેઝગારી નો સવાલ કરીએ છીએ, અને તે અમલોનો જે તને પસંદ છે, હે અલ્લાહ ! અમારો આ સફર અમારાં માટે આસાન કરી દે, અને તેની દૂરી અમારાં માટે સમેટી લે, હે અલ્લાહ ! તું જ સફરનો સાથી અને ઘરવાળાઓનો નાયબ છે, હે અલ્લાહ ! હું તારા પાસે સફરની પરેશાની થી, અને માલ અને ઘરમાં દૂખનાં દ્રશ્યોથી અને નિષ્ફળ થઈ ને પાછા આવવાની બુરાઈ થી તારી પનાહ માંગું છું)), અને જ્યારે પાછા ફરતા તો આ શબ્દ પણ કહેતા હતા: ((અમે પાછા ફરવાના છીએ, તૌબા કરવાવાળા છે, અલ્લાહની ઈબાદત કરવાવાળા છે અને અમારા પાલનહારના વખાણ કરવાવાળા છે))[254]

## ૯૭_ ગામ અથવા શહેર માં પ્રવેશતી વખત ની દુઆ

[254] મુસ્લિમ, ૨/૯૭૮, હદીષ નંબર: ૧૩૪૨.

**208**– ((اللَّهُمَّ رَبَّ السَّمَوَاتِ السَّبْعِ وَمَا أَظْلَلْنَ، وَرَبَّ الأَرَضِينَ السَّبْعِ وَمَا أَقْلَلْنَ، وَرَبَّ الشَّياطِينِ وَمَا أَضْلَلْنَ، وَرَبَّ الرِّيَاحِ وَمَا ذَرَيْنَ، أَسْأَلُكَ خَيْرَ هَذِهِ الْقَرْيَةِ، وَخَيْرَ أَهْلِهَا، وَخَيْرَ مَا فِيهَا، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّهَا، وَشَرِّ أَهْلِهَا، وَشَرِّ مَا فِيهَا)).

૨૦૮- ((હે અલ્લાહ ! હે સાત આકાશોના પાલનહાર અને જે કઈ પણ તેઓ ઢાંકે છે, અને સાતેય જમીનો નાં પાલનહાર અને તે વસ્તુઓ નાં પાલનહાર જેને તેણે ઉઠાવી છે, અને શૈતાનો નાં પાલનહાર અને તે વસ્તુઓનાં પાલનહાર જેણે તેમને ગુમરાહ કર્યા છે, અને હવાઓના પાલનહાર અને જે કઈ તેમણે ઉડાવ્યું છે, હું તારી પાસે આ શહેર અને તેમાં રહેવા વાળાઓની ભલાઈ નો સવાલ કરૂં છું, અને જે વસ્તુ તેમાં છે તેની ભલાઈ નો સવાલ કરૂં છું, અને હું તેની બુરાઈ અને તેમાં રહેવા વાળાઓની બુરાઈ થી તારી પનાહ માંગુ છું, અને તે વસ્તુ ની બુરાઈ થી છે જે તેમાં રહેલી છે))[255]

## ૯૮_ બજારમાં પ્રવેશતી વખતે પઢવાની દુઆ

**209**– ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ، وَلَهُ الْحَمْدُ، يُحْيِي وَيُمِيتُ، وَهُوَ حَيٌّ لاِ يَمُوتُ، بِيَدِهِ الْخَيْرُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ)).

૨૦૯- ((અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તેનો કોઈ ભાગીદાર નથી, તેની જ બાદશાહત છે, દરેક પ્રકારની પ્રસંશા તેના માટે જ છે, તે જ જીવિત કરે છે અને

255 ઈમામ હાકિમ રહ. એ રિવાયત કરી અને સહીહ કહી છે, અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, ૨/૧૦૦, ઇબ્ને સુન્ની, હદીષ નંબરઃ ૫૨૪, અને હાફિઝ એ અલ્ અઝકારની તખ્રીજમાં હસન કહી છે, ૫/૧૫૪, અને અલ્લામા ઇબ્ને બઝરહ. એ કહ્યું: ((ઈમામ નસાઈ રહ. ની રિવાયત હસન દરજ્જાની છે)) જુઓ: તોહ્ફતુલ્ અખબાર, પેજ નંબરઃ ૩૭.

તે જ મૃત્યુ આપે છે, તે જીવિત છે, તેને મૃત્યુ જ નથી, સંપૂર્ણ ભલાઈ તેના હાથમાં છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.))[256]

## ૯૯_ જ્યારે સવારી ખરાબ થઇ જાય તે સમયે પઢવાની દુઆ

**210–** ((بِسْمِ اللَّهِ)).

૨૧૦- ((શરૂં કરૂં છું અલ્લાહના નામથી))[257]

## ૧૦૦_ મુસાફરની રહેવાસી માટે દુઆ

**211–** ((أَسْتَوْدِعُكُمُ اللَّهَ الَّذِي لاَ تَضِيعُ وَدَائِعُهُ)).

૨૧૧- ((હું તને અલ્લાહના હવાલે કરૂં છું, જેની અમાનત વ્યર્થ નથી જતી))[258]

## ૧૦૧_ મુકીમ (રહેવાસી)ની મુસાફર માટે દુઆ

**212–** ((أَسْتَوْدِعُ اللَّهَ دِينَكَ، وَأَمَانَتَكَ، وَخَوَاتِيمَ عَمَلِكَ)).

[256] તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૨૮, ઇબ્ને માજહ, ૫/૨૯૧, હદીષ નંબર: ૩૮૬૦, હાકિમ, ૧/૫૩૮, અને ઈમામ અલ્બાની રહ, એ સહીહ ઇબ્ને માજહમાં હસન કહી છે, ૨/૨૧, સહીહ તિર્મિઝી, ૩/૧૫૨.

[257] અબૂ દાવૂદ, ૪/૨૯૬, હદીષ નંબર: ૪૯૮૨, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન્ અબી દાવૂદમાં સહી કહી છે, ૩/૯૪૧.

[258] અહમદ, ૨/૪૦૩, હદીષ નંબર: ૯૨૩૦, ઇબ્ને માજહ, ૨/૯૪૩, હદીષ નંબર: ૨૮૨૫, જુઓ: સહીહ ઇબ્ને માજહ, ૨/૧૩૩.

૨૧૨- ((હું તમને તમારા દીન, તમારી અમાનત અને તમારા અંજામને અલ્લાહના હવાલા કરૂં છું))[259]

**213–** ((زَوَّدَكَ اللَّهُ التَّقْوى، وَغَفَرَ ذَنْبَكَ، وَيَسَّرَ لَكَ الخَيْرَ حَيْثُ ما كُنْتَ)).

૨૧૩- ((અલ્લાહ તઆલા તને તકવો માટેનો માર્ગ આપે, અને તારા ગુનાહો ને માફ કરે, તું જ્યાં પણ હોય ત્યાં નેકી ને તારા માટે આસન કરે))[260]

## ૧૦૨_ સફરમાં અલ્લાહુ અકબર, સુબ્હાનલ્લાહ પઢવું

**214–** ((قَالَ جَابِرٌ –رضي الله عنه– : ((كُنَّا إِذَا صَعَدْنَا كَبَّرْنَا، وَإِذَا نَزَلْنَا سَبَّحْنَا)).

૨૧૪-જાબિર રઝી. વર્ણન કરે છે-: ((કે જ્યારે અમે ઊંચી જગ્યા પર ચઢતાં તો તકબીર એટલે કે, અલ્લાહુ અકબર કહેતાં, અને જ્યારે નીચે ઉતરતા તો તસ્બીહ એટલે કે સુબ્હાનલ્લાહ કહેતાં હતાં))[261]

## ૧૦૩_ મુસાફરે સવાર થતી વખતે પઢવાની દુઆ

259 અહમદ, ૭/૨, હદીષ નંબર: ૪૫૪૫૧૫, તિર્મિઝી, ૫/૪૯૯, હદીષ નંબર: ૩૪૪૩, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ સુનન્ અત્ તિર્મિઝીમાં સહીહ કહી છે, ૩/૪૧૯.

260 તિર્મિઝી, હદીષ નંબર: ૩૪૪૪, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૫૫.

261 બુખારી મઅલ્ ફત્હ, ૬/૧૩૫, હદીષ નંબર: ૨૯૯૩.

**215–** ((سَمَّعَ سَامِعٌ بِحَمْدِ اللَّهِ، وَحُسْنِ بَلاَئِهِ عَلَيْنَا، رَبَّنَا صاحِبْنَا، وَأَفْضِلْ عَلَيْنَا، عَائِذاً بِاللَّهِ مِنَ النَّارِ)).

૨૧૫- ((સાંભળી લીધી એક સાંભળવા વાળા એ અમારી અલ્લાહની પ્રશંસા અને તેણે અમારા પર કરેલાં દરેક ઈનામોને સાંભળ્યાં, હે અમારા પાલનહાર ! તું અમારો સાથી બન, અને અમારાં પર કૃપા કર, હું જહન્નમથી તારી પનાહ માગું છું))[262]

## ૧૦૪_ સફરમાં કોઈ જગ્યા પર ઉતરીએ તે જગ્યાએ પઢવાની દુઆ

**216–** ((أَعُوذُ بِكَلِمَاتِ اللَّهِ التَّامَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ)).

૨૧૬- ((હું અલ્લાહના સંપૂણ કલિમા સાથે તે દરેક વસ્તુથી પનાહ માંગું છું જે તેણે પેદા કરી છે))[263]

## ૧૦૫_ સફર થી પાછા ફરતી વખતે પઢવાની દુઆ

[262] મુસ્લિમ, ૪/૨૦૮૬, હદીષ નંબર: ૨૭૧૮, અને સાંભળવાવાળા એ સાંભળી લીધુંનો અર્થ: અને અલ્લાહ એ આપેલ નેઅમતો પર તેના વખાણ કર્યા અને મુસીબતોની ભલાઈની સાક્ષી આપી છે. સાંભળવાવાળા એ સાંભળી લીધુંનો અર્થ: મારી વાત સાંભળવાવાળા સુધી પહોંચી ગઈ, આ અર્થ બીજા પાસે છે, અને જાદુ અને દુઆ બાબતે ચેતવણી રૂપે આ પ્રમાણે જ કહ્યું, શર્હુન્ નવવી અલા સહીહિલ્ મુસ્લિમ, ૧૭/૩૯.

[263] મુસ્લિમ, ૪/૨૦૮૦, હદીષ નંબર: ૨૭૦૯.

217- ((يُكَبِّرُ عَلَى كُلِّ شَرَفٍ ثَلاَثَ تَكْبِيرَاتٍ ثُمَّ يَقُولُ: لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ، وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ، آيِبُونَ، تَائِبُونَ، عَابِدُونَ، لِرَبِّنَا حَامِدُونَ، صَدَقَ اللَّهُ وَعْدَهُ، وَنَصَرَ عَبْدَهُ، وَهَزَمَ الْأَحْزابَ وَحْدَهُ)).

૨૧૭- ((દરેક ઉચ્ચ જગ્યા પર ત્રણ વખત અલ્લાહુ અકબર કહેતાં પછી કહેતા: અલ્લાહ નાં સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે, અને તેનાં માટે જ પ્રશંસા છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે, અમે પાછા ફરવા વાળા, રજુ થનાર, ઈબાદત કરનાર, ફક્ત અમારાં પરવરદિગાર ની પ્રશંસા કરનાર છે, અલ્લાહ એ પોતાનો વાયદો સાચો કર્યો, અને પોતાના બંદાની મદદ કરી, અને તેણે એકલા એ લશ્કરને હરાવી દીધું.))[264]

## ૧૦૬_ ખુશ કરનાર અથવા નાખુશ કરનાર વસ્તુ સામે આવે તો શું કહેવું

218- ((كَانَ النَّبِيُّ –صلى الله عليه وسلم– إِذَا أَتَاهُ الْأَمْرُ يَسُرُّهُ قَالَ: ((الْحَمْدُ لِلَّهِ الَّذِي بِنِعْمَتِهِ تَتِمُّ الصَّالِحَاتُ)) وَإِذَا أَتَاهُ الْأَمْرُ يَكْرَهُهُ قَالَ: ((الْحَمْدُ لِلَّهِ عَلَى كُلِّ حَالٍ)).

૨૧૮- ((નબી ﷺ પાસે જયારે ખુશખબર આવતી તો કહેતા: ((દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેની કૃપાથી દરેક નેક કામ પુરા થાય છે.)) અને

264 નબી ﷺ જ્યારે કોઈ જંગ અથવા હજ પર થી પાછા ફરતાં તો આ દુઆ પઢતા, બુખારી, ૭/૧૬૩, હદીષ નંબર: ૧૭૯૭, મુસ્લિમ, ૨/૯૮૦, હદીષ નંબર: ૧૩૪૪.

જયારે કોઈ એવી વસ્તુ સામે આવતી જે નાપસંદ હોઈ તો કહેતા: ((દરેક પ્રકારની પરિસ્થિતિમાં વખાણ ફક્ત તેના માટે જ છે.))[265]

## ૧૦૭_ નબી ﷺ પર દરૂદ પઢવાની મહત્ત્વતા

**219– قَالَ النَّبِيُّ –صلى الله عليه وسلم: – ((مَنْ صَلَّى عَلَيَّ صَلاَةً صَلَّى اللَّهُ عَلَيْهِ بِهَا عَشْراً)).**

૨૧૯- નબી ﷺ એ કહ્યું-: ((જે વ્યક્તિ માર પર એક વખત દરૂદ મોકલે છે, તેનાં પર દસ વખત રહેમતો ઉતારવામાં આવે છે.))[266]

**220– وَقَالَ –صلى الله عليه وسلم: – ((لاَ تَجْعَلُوا قَبْرِي عِيداً وَصَلُّوا عَلَيَّ؛ فَإِنَّ صَلاَتَكُم تَبْلُغُنِي حَيْثُ كُنْتُمْ)).**

૨૨૦- નબી ﷺએ કહ્યું -: ((મારી કબર ને મેળો ન બનાવશો, અને તમે જ્યાં પણ હોવ મારા પર દરૂદ મોકલતા રહો, કારણ કે તમે જ્યાં કંઈ પણ હોવ છું તમારૂં દરૂદ મારા સુધી પહોંચાડવામાં આવે છે))[267]

---

265 ઇબ્ને સુન્ની રહ. એ ફી અમલીલ્ યવ્મ વલ્ લૈલમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૩૭૭, ઈમામ હાકિમ રહ. એ સહીહ કહી છે, ૧/૪૯૯, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહુલ્ જામિઅમાં સહીહ કહી છે, ૪/૨૦૧.

266 મુસ્લિમ, ૧/૨૮૮, હદીષ નંબર: ૩૮૪.

267 અબૂ દાવૂદ,૨/૨૧૮, હદીષ નંબર: ૨૦૪૪, અહમદ, ૨/૩૬૭, હદીષ નંબર: ૮૮૦૪, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન્ અબી દાવૂદમાં સહી કહી છે, ૨/૩૮૩.

**221– وَقَالَ –صلى الله عليه وسلم: – ((الْبَخِيلُ مَنْ ذُكِرْتُ عِنْدَهُ فَلَمْ يُصَلِّ عَلَيَّ)).**

૨૨૧- નબી ﷺએ કહ્યું -: ((કંજૂસ છે, તે વ્યક્તિ જેની સામે મારો ઝીકર કરવામાં આવે અને તે મારા પર દરૂદ ન મોકલે))[268]

**221– وَقَالَ –صلى الله عليه وسلم: – ((إِنَّ لِلَّهِ مَلاَئِكَةً سَيَّاحِينَ فِي الْأَرْضِ يُبَلِّغُونِي مِنْ أُمَّتِي السَّلاَمَ)).**

૨૨૨- નબી ﷺએ કહ્યું -: ((નિ:શંક જમીનમાં અલ્લાહના ફરિશ્તાઓ ફરે છે જે મારા પર મોકલવામાં આવેલ સલામ મારા સુધી પહોંચાડે છે))[269]

**223– وَقَالَ –صلى الله عليه وسلم: – ((مَا مِنْ أَحَدٍ يُسَلِّمُ عَلَيَّ إِلاَّ رَدَّ اللَّهُ عَلَيَّ رُوحِيَ حَتَّى أَرُدَّ عَلَيْهِ السَّلاَمَ)).**

૨૨૩- નબી ﷺએ કહ્યું -: ((જયારે પણ કોઈ વ્યક્તિ મારા પર સલામ મોકલે છે તો અલ્લાહ તઆલા મારા પ્રાણ મારામાં પાછા મોકલી દે છે અહી સુધી કે હું તેના સલામનો જવાબ ન આપી દવ))[270]

---

[268] તિર્મિઝી, ૫/૫૫૧, હદીષ નંબર: ૩૫૪૬ વગેરે, જુઓ: સહીહુલ્ જામિઅ, ૩/૨૫, સહીહ તિર્મિઝી, ૩/૧૭૭.

[269] નસાઈ, ૩/૪૩, હદીષ નંબર: ૧૨૮૨, હાકિમ, ૨/૪૨૧, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ નસાઈમાં સહીહ કહી છે, ૧/૨૭૪.

[270] અબૂ દાવૂદ, હદીષ નંબર: ૨૦૪૧, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન્ અબી દાવૂદમાં હસન કહી છે, ૧/૩૮૩.

## ૧૦૮_ સલામ ફેલાઓ

**224– قَالَ رَسُولُ اللَّهِ –صلى الله عليه وسلم: – ((لاَ تَدْخُلُوا الْجَنَّةَ حَتَّى تُؤْمِنُوا، وَلاَ تُؤْمِنُوا حَتَّى تَحَابُّوا، أَوَلاَ أَدُلُّكُم عَلَى شَيْءٍ إِذَا فَعَلْتُمُوهُ تَحَابَبْتُم، أَفْشُوا السَّلاَمَ بَيْنَكُمْ)).**

૨૨૪- નબી ﷺએ કહ્યું-: ((તમે જન્નતમાં ત્યાં સુધી દાખલ થઈ શકતા નથી જ્યાં સુધી કે તમે ઈમાન ન લઈ આવો, અને તમે ત્યાં સુધી મોમિન બની નથી શકતા જ્યાં સુધી કે તમે એકબીજા સાથે મુહબ્બત ન કરવા લાગો, શુ હું તમને એક એવી વસ્તુ ન જણાવું કે જો તમે તેને અપનાવી લો, તો એક બીજા સાથે મુહબ્બત કરવા લાગશો? અંદરો અંદર સલામને ખૂબ ફેલાવો))[271]

**225– ((ثَلاَثٌ مَنْ جَمَعَهُنَّ فَقَدْ جَمَعَ الْإِيمَانَ: الْإِنْصَافُ مِنْ نَفْسِكَ، وَبَذْلُ السَّلاَمِ لِلْعَالَمِ، وَالْإِنْفَاقُ مِنَ الإِقْتَارِ)).**

૨૨૫-(૨) ((ત્રણ વસ્તુઓ એવી છે જે વ્યક્તિ તે ત્રણ વસ્તુ મેળવી લે તેણે ઈમાન પ્રાપ્ત કરી લીધું,પોતાની સાથે ઈન્સાફ, દુનિયાના દરેક લોકો સાથે સલામ આમ કરવું, અને તંગી માં ખર્ચ કરવું))[272]

---

[271] મુસ્લિમ, ૭૪/૧, હદીષ નંબર: ૫૪, અહમદ, હદીષ નંબર: ૧૪૩૦, અને તેના શબ્દો, અને મુસ્લિમના શબ્દો : ((તમે દાખલ થઇ શકતા નથી...)).

[272] બુખારી મઅલ્ ફત્હ ૧/૮૨, હદીષ નંબર: ૨૮, ઈમામ બુખારી રહ. એ અમ્માર રઝી. થી મોકુફ અને મુઅલ્લક રિવાયત કરી છે.

226– وَعَنْ عَبْدِ اللَّهِ بْنِ عُمَرَ رَضِيَ اللَّهُ عَنْهُمَا: أنَّ رَجُلاً سَأَلَ النَّبِيَّ –صلى الله عليه وسلم– أيُّ الْإِسْلاَمِ خَيْرٌ قَالَ: ((تُطْعِمُ الطَّعَامَ، وَتَقْرَأُ السَّلاَمَ عَلَى مَنْ عَرَفْتَ وَمَنْ لَمْ تَعْرِفْ)).

૨૨૬- અબ્દુલ્લાહ બિન ઉમર રઝી. કહે છે કે, એક વ્યક્તિ એ નબી ﷺ ને સવાલ કર્યો કે ઈસ્લામ ની કઈ કઈ વસ્તુઓ સૌથી સારી છે? નબી ﷺ એ કહ્યું: ((એ કે તું ખાવાનું ખવડાવે અને જેને ઓળખે છે તેને પણ અને જેને નથી ઓળખતાં તે દરેક ને સલામ કરે))[273]

## ૧૦૯_ જયારે કોઈ કાફિર સલામ કરે તો તેને જવાબ કેવી રીતે આપવો

227– ((إِذَا سَلَّمَ عَلَيْكُمْ أَهْلُ الْكِتَابِ فَقُولُوا: وَعَلَيْكُمْ)).

૨૨૭- ((જયારે તમને એહલે કિતાબના લોકો સલામ કરે તો તમે કહો વ અલયકુમ: તમારા પર પણ))[274]

## ૧૧૦_ કૂકડો બોલે અને ગધેડો હાંકે તે સમયે પઢવાની દુઆ

228– ((إِذَا سَمِعْتُمْ صِيَاحَ الدِّيَكَةِ فَاسْأَلُوا اللَّهَ مِنْ فَضْلِهِ؛ فَإِنَّهَا رَأَتْ مَلَكاً وَإِذَا سَمِعْتُمْ نَهِيقَ الْحِمَارِ فَتَعَوَّذُوا بِاللَّهِ مِنَ الشَّيطَانِ؛ فَإِنَّهُ رَأَى شَيْطَاناً)).

૨૨૮- ((જ્યારે તમે મરઘાની અઝાન સાંભળો તો અલ્લાહ ની પાસે તેની કૃપાનો સવાલ કરો, કારણ કે તે ફરિશ્તાને જોવે છે, અને જ્યારે ગધેડાં ની

273 બુખારી મઅલ્ ફતહ, ૧/૫૫, હદીષ નંબર: ૧૨, મુસ્લિમ, ૧/૬૫, હદીષ નંબર: ૩૯.

274 બુખારી મઅલ્ ફતહ, ૧૧/૪૨, હદીષ નંબર: ૬૨૫૮, મુસ્લિમ, ૪/૧૭૦૫, હદીષ નંબર: ૨૧૬૩.

અવાજ સાંભળો તો અલ્લાહ પાસે શૈતાનથી પનાહ માંગો કારણ કે તે શૈતાન ને જોવે છે))[275]

## ૧૧૧_રાત્રે કૂતરાઓનો અવાજ સાંભળી પઢવાની દુઆ

**229**– ((**إِذَا سَمِعْتُمْ نُبَاحَ الْكِلاَبِ وَنَهِيقَ الْحَمِيرِ بِاللَّيْلِ فَتَعَوَّذُوا بِاللَّهِ مِنْهُنَّ؛ فَإِنَّهُنَّ يَرَيْنَ مَا لاَ تَرَوْنَ**)).

૨૨૯- ((જ્યારે તમે રાત્રે કૂતરાઓ નું ભસવાનું અને ગધેડાઓ નું હાંકવાનું સાંભળો તો તેનાં થી અલ્લાહ પાસે પનાહ માંગો કારણ કે તે લોકો એવી વસ્તુ જોવે છે જે તમે નથી જોઈ શકતાં))[276]

## ૧૧૨_ તે વ્યક્તિ માટે દુઆ જેને તમે અપશબ્દો કહ્યા હોઈ

**230– قَالَ النَّبِيُّ** –صلى الله عليه وسلم: – ((**اللَّهُمَّ فَأَيُّمَا مُؤْمِنٍ سَبَبْتُهُ فَاجْعَلْ ذَلِكَ لَهُ قُرْبَةً إِلَيْكَ يَوْمَ الْقِيَامَةِ**)).

---

275 બુખારી મઅલ્ ફતહ, ૬/૩૬૫, હદીષ નંબર: 3303, મુસ્લિમ, ૪/૨૦૯૨, હદીષ નંબર: ૨૭૨૯.
276 અબૂ દાવૂદ, ૪/૩૨૭, હદીષ નંબર: ૫૧૦૫, અહમદ, ૩/૩૦૬, હદીષ નંબર: ૧૪૨૮૩, અને ઈમામ અલ્બાની રહી. એ સહીહ સુનન્ અબી દાવૂદમાં સહીહ કહી છે, ૧/૯૬૧.

૨૩૦- નબી ﷺ એ કહ્યું-: ((હે અલ્લાહ ! જે મોમિનને મેં અપશબ્દો કહ્યા હોઈ તો કયામતના દિવસે તેને આ અપશબ્દો તેને તેના માટે તારી નજીક થવાનો સ્ત્રોત બનાવી દે))[277]

## ૧૧૩_ જયારે કોઈ મુસલમાન બીજા મુસલમાનની પ્રશંસા કરે તો શું કહેવું?

**231– ((قَالَ النَّبِيُّ –صلى الله عليه وسلم: – ((إِذَا كَانَ أَحَدُكُم مَادِحاً صَاحِبَهُ لاَ مَحَالَةَ فَلْيَقُلْ: أَحْسِبُ فُلاَناً وَاللَّهُ حَسِيبُهُ، وَلاَ أُزَكِّي عَلَى اللَّهِ أَحَداً، أَحْسِبُهُ – إِنْ كَانَ يَعْلَمُ ذَاكَ – كَذَا وَكَذَا)).**

૨૩૧- નબી ﷺ એ કહ્યું-: ((જ્યારે તમારાં માંથી કોઈ મુસલમાન બીજા કોઈ મુસલમાનની પ્રશંસા કરવી હોય તો કહે: હું આ વ્યક્તિ વિશે અનુમાન લાગવું છું કે અલ્લાહ તેનો હિસાબ લેવા વાળો છે, અને હું કોઈને પણ અલ્લાહ પાસે પવિત્ર નથી ઠેહરવતો, હું આ વ્યક્તિને આવો અને આવો (નેક અથવા નિખાલસ) સમજુ છું.))[278]

## 114_ જયારે કોઈ મુસલમાનની પવિત્રતા વર્ણન કરવામાં આવે તો શું કહેવું?

[277] બુખારી મઅલ્ ફત્હ, ૧૧/૧૭૧, હદીષ નંબર: ૬૩૬૧, મુસ્લિમ ૪/૨૦૦૭, મુસ્લિમનાં શબ્દો આ પ્રમાણે છે:((તેના માટે તે ઝકાત અને રહેમત બનાવી દે)).

[278] મુસ્લિમ, ૪/૨૨૯૬, હદીષ નંબર: ૩૦૦૦.

232– ((اللَّهُمَّ لاَ تُؤَاخِذْنِي بِمَا يَقُولُونَ، وَاغْفِرْ لِي مَا لاَ يَعْلَمُونَ، [وَاجْعَلْنِي خَيْراً مِمَّا يَظُنُّونَ])).

૨૩૨- ((હે અલ્લાહ ! જે આ લોકો મારા વિષે કહી રહ્યા છે તે બાબતે તું મારી પકડ ના કરજે અને મારા જે ગુનાહો વિષે આ લોકો નથી જાણતા મારા તે ગુનાહો માફ કરી દે))[279]

## ૧૧૫_ હજ્જ અને ઉમરાહમાં એક એહરામ બાંધેલા વ્યક્તિ એ કેવી રીતે તલ્બિયા કહેવું જોઈએ

233– ((لَبَّيْكَ اللَّهُمَّ لَبَّيْكَ، لَبَّيْكَ لاَ شَرِيكَ لَكَ لَبَّيْكَ، إِنَّ الْحَمْدَ، وَالنِّعْمَةَ، لَكَ وَالْمُلْكَ، لاَ شَرِيكَ لَكَ)).

૨૩૩- ((હું હાજર છું, હે અલ્લાહ ! હું હાજર છું, હું હાજર છું, તારો કોઇ ભાગીદાર નથી, હું હાજર છું, ખરેખર દરેક પ્રકારની પ્રસંશા તારા માટે જ છે અને દરેક નેઅમતો તેજ આપેલી છે, સામ્રાજ્ય તારું જ છે, તારો ભાગીદાર નથી))[280]

## ૧૧૬_ જ્યારે હજરે અસ્વદ પાસે આવે તો અલ્લાહુ અકબર કહે

---

[279] ઈમામ બુખારી રહ. એ અદબુલ્ મુફ્રદમાં રિવાયત કરી છે, હદીષ નંબર: ૭૬૧, અને ઈમામ અલ્બાની રહ. એ આ હદીષની સનદને સહીહ અદબુલ્ મુફ્રદમાં સહીહ કહી છે, હદીષ નંબર: ૫૮૫, અને જે બંને કૌંસ વચ્ચે છે તે વધારો ઈમામ બયહકી રહ. એ બીજી સનદ સાથે શઅબુલ્ ઈમાનમાં કર્યો છે, ૪/૨૨૮.

[280] બુખારી મઅલ્ ફતહ, ૩/૪૦૮, હદીષ નંબર: ૧૫૪૯, મુસ્લિમ, ૨/૮૪૧, હદીષ નંબર: ૧૧૮૪.

234– ((طَافَ النَّبِيُّ –صلى الله عليه وسلم– بِالْبَيْتِ عَلَى بَعِيرٍ كُلَّمَا أَتَى الرُّكْنَ أَشَارَ إِلَيْهِ بِشَيْءٍ عِنْدَهُ وَكَبَّرَ)).

૨૩૪- ((નબી ﷺ એ ઊંટ પર સવાર થઇને બૈતુલ્લાહનો તવાફ કર્યો જયારે પણ આપ ﷺ હજરે અસ્વદ પાસે પહોંચતા તો કોઈ વસ્તુ વડે તેની તરફ ઈશારો કરતા અને અલ્લાહુ અકબર પઢતા))[281]

## ૧૧૭_ રુક્ને યમાની અને હજરે અસ્વદ વચ્ચે પઢવાની દુઆ

235– ((﴿رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَفِي الْآخِرَةِ حَسَنَةً وَقِنَا عَذَابَ النَّارِ﴾)).

૨૩૫- ((હે અમારા પાલનહાર ! અમને દૂનિયામાં સદકાર્ય કરવાની પ્રેરણા આપ અને આખિરતમાં પણ ભલાઇ આપ અને અમને જહન્નમના અઝાબથી બચાવી લે.))[282]

## ૧૧૮_ સફા અને મરવા પર્વત પાસે ઉભા રહી પઢવાની દુઆ

236– ((لَمَّا دَنَا النَّبِيُّ –صلى الله عليه وسلم– مِنَ الصَّفَا قَرَأَ: ﴿إِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِن شَعَائِرِ اللَّهِ﴾ أَبْدَأُ بِمَا بَدَأَ اللَّهُ بِهِ))

[281] બુખારી મઅલ્ ફતહ, ૩/૪૭૬, હદીષ નંબર: ૧૬૧૩, અને અલ્ મિહજનનો અર્થ જાણવા માટે જુઓ: બુખારી મઅલ્ ફત્હ, ૩/૪૭૨.

[282] અબૂ દાવૂદ, ૨/૧૭૯, હદીષ નંબર: ૧૮૯૪, અહમદ, ૩/૪૧૧, હદીષ નંબર: ૧૫૩૯૮, અને ઈમામ બગ્વી રહ. એ શર્હુસ્ સુન્નહમાં રિવાયત કરી છે, ૭/૧૨૮, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ અબી દાવૂદમાં હસન કહી છે, ૧/૩૫૪, અને આયત સૂરે અલ્ બકરહ: ૨૦૧.

૨૩૬- ((નબી ﷺ જયારે સફા અને મરવા પર્વતની નજીક આવતા તો પઢતા: ((સફા અને મરવા બંને અલ્લાહની નિશાનીઓ માંથી છે)) અને હું પણ ત્યાંથી શરુ કરું છું જ્યાંથી અલ્લાહ એ શરુ કર્યું))

ફરી સફા પર્વત પર ચઢ્યા અને અહી સુધી કે બૈતુલ્લાહને જોઈ, કિબલા તરફ મોઢું ફેરવ્યું અને અલ્લાહની તૌહીદ અર્થાત્ત અલ્લાહ એકલો છે તે વર્ણન કર્યું અને અલ્લાહની મહાનતા વર્ણન કરી કહ્યું:

((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ، لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ، أَنْجَزَ وَعْدَهُ، وَنَصَرَ عَبْدَهُ، وَهَزَمَ الْأَحْزَابَ وَحْدَهُ، ثُمَّ دَعَا بَيْنَ ذلكَ. قَالَ مِثْلَ هَذَا ثَلاَثَ مَرَّاتٍ)) الْحَدِيثُ. وَفِيهِ: ((فَفَعَلَ عَلَى الْمَرْوَةِ كَمَا فَعَلَ عَلَى الصَّفَا)).

((અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે અને તેનાં માટે જ પ્રશંસા છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે, અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેણે પોતાનો વાયદો પૂરો કર્યો, અને પોતાના બંદાઓ ની મદદ કરી અને તેણે એકલા એ સંપૂણ લશ્કરને હરાવી દીધું, ફરી દુઆ કરી, ફરી આ પ્રમાણે જ કહ્યું, ફરી દુઆ કરી, આવું ત્રણ વખત કર્યું)) હદીષ, અને તેમાં છે કે: ((જયારે મરવા પર્વત પાસે આવ્યા તો તે પ્રમાણે જ કર્યું જે સફા પર્વત પર કર્યું હતું))[283]

## ૧૧૯_ અરફાહના દિવસે પઢવાની દુઆ

283 મુસ્લિમ, ૨/૮૮૮, હદીષ નંબર: ૧૨૧૮, અને આયત સૂરે અલ્ બકરહની છે, નંબર: ૧૫૮.

**237– قَالَ النَّبِيُّ –صلى الله عليه وسلم: – خَيْرُ الدُّعَاءِ دُعَاءُ يَوْمِ عَرَفَةَ، وَخَيْرُ مَا قُلْتُ أَنَا وَالنَّبِيُّونَ مِنْ قَبْلِي: ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ)).**

૨૩૭- નબી ﷺ એ કહ્યું-: ((સૌથી શ્રેષ્ઠ દુઆ અરફહના દિવસ ની દુઆ છે, અને સૌથી શ્રેષ્ઠ કલિમહ જે મેં અને મારા થી પહેલાનાં નબીઓ એ કહ્યું તે આ છે: અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે અને તેનાં માટે જ પ્રશંસા છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે))[284]

## ૧૨૦_ મશ્અરે હરામ ની પાસે પઢવાની દુઆ

૨૩૮- ((નબી ﷺ કસ્વાઅ્ (ઉંટણી) પર સવાર થયાં, અહીંયા સુધી કે મશ્અરે હરામ પાસે આવ્યા, કિબ્લહ તરફ મોઢું કર્યું, (અને અલ્લાહ થી દુઆ કરી, તેની મહાનતા વર્ણન કરી, અને તૌહીદ અને તહલીલ વર્ણન કરી) અજવાળું થતાં સુધી ત્યાં જ રોકાઈ રહ્યા,પછી સૂરજ નીકળ્યાં પહેલાં ત્યાંથી નીકળી ગયાં))[285]\

## ૧૨૧_ જમરહ પાસે કાંકરીઓ મારતી વખતે દરેક કાંકરી નાંખતી વખતે પઢવાની દુઆ

[284] તિર્મિઝી, હદીષ નંબર: ૩૫૮૫, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ તિર્મિઝીમાં હસન કહી છે, ૩/૧૮૪, અને સિલ્સિલતુ અહાદિષુસ્ સહીહાહમાં પણ, ૪/૬.

[285] મુસ્લિમ, ૨/૮૯૧, હદીષ નંબર: ૧૨૧૮.

૨૩૯- ((નબી ﷺ ત્રણેય જમરહ પાસે જ્યારે કાંકરીઓ ફેંકતાં તો અલ્લાહુ અકબર કહેતાં અને પછી આગળ વધતાં, અને ત્યાં રોકાઈ ને કિબ્લહ તરફ મોઢું કરી હાથ ઉઠાવીને દુઆ કરતાં, નબી ﷺ પહેલા જમરહ અને બીજા જમરહ પર આવું જ કરતાં, અને જમરહ અકબહ પર કાંકરી ફેંકતાં હતાં અને દરેક કાંકરી પર અલ્લાહુ અકબર કહેતાં, ત્યાર પછી ત્યાં થી પાછા ફરતાં અને ત્યાં રોકાતા ન હતાં))[286]

## ૧૨૨_ અદ્ભૂત અને કોઈ સારું કામ જોઈ પઢવાની દુઆ

**240–** ((سُبْحَانَ اللَّهِ!)).

૨૪૦- ((સુબ્હાનાલ્લાહ (અલ્લાહ પાક છે)))[287]

**241–** ((اللَّهُ أَكْبَرُ!)).

૨૪૧- ((અલ્લાહુ અકબર, અલ્લાહ સૌથી મોટો છે)))[288]

---

[286] બુખારી મઅલ્ ફત્હ, ૩/૫૮૩, હદીષ નંબર: ૧૭૫૧, અહીના શબ્દો માટે જુઓ, બુખારી મઅલ્ ફત્હ, ૩/૫૮૩, ૩/૫૮૪, ૩/૫૮૧, હદીષ નંબર: ૧૭૫૩, અને મુસ્લિમમાં પણ, હદીષ નંબર: ૧૨૧૮.

[287] બુખારી મઅલ્ ફત્હ, ૧/૨૧૦, ૩૯૦, ૪૧૪, હદીષ નંબર: ૧૧૫, ૩૫૯૯, ૬૨૧૮, મુસ્લિમ, હદીષ નંબર: ૧૬૭૪.

[288] બુખારી મઅલ્ ફત્હ, ૮/૪૪૧, હદીષ નંબર: ૪૭૪૧, ૩૦૬૨, તિર્મિઝી, હદીષ નંબર: ૨૧૮૦, નસાઈ ફીલ્ કુબ્રા, હદીષ નંબર: ૧૧૧૮૫, જુઓ: સહીહ તિર્મિઝી, ૨/૧૦૩, ૨/૨૩૫, મુસ્નદ અહમદ, ૫/૨૧૮, હદીષ નંબર: ૨૧૯૦૦.

## ૧૨૩_ જ્યારે કોઈ ખુશખબરી આવે ત્યારે શું કરવું

૨૪૨- ((પાસે જ્યારે કોઈ એવી વાત ની ખબર આવતી જેનાથી તેમને ખુશી મળતી તો નબી ﷺ અલ્લાહ નો આભાર વ્યક્ત કરવા માટે સજદહમાં જતાં રહેતાં))[289]

## ૧૨૪_ જે વ્યક્તિ પોતાનાં શરીરમાં કોઈ જગ્યા પર તકલીફ અનુભવે તો તેણે શું કરવું અને શું કહેવું?

૨૪૩- નબી ﷺ એ કહ્યું: શરીરના જે ભાગ પર તકલીફ હોઇ, તે ત્યાં હાથ મૂકી ત્રણ વખત કહો:

**بِسْمِ اللَّهِ**

અને સાથ વખત આ દુઆ પઢો

**((أَعُوذُ بِاللَّهِ وَقُدْرَتِهِ مِنْ شَرِّ مَا أَجِدُ وَأُحَاذِرُ)).**

((હું અલ્લાહ તઆલાની પાસે તેની કુદરતથી પનાહ માંગું છું, તે વસ્તુંની બુરાઈ થી જે હું અનુભવું છું અને જેનાથી ડરૂં છું))[290]

---

289 ઈમામ નસાઈ સિવાય સુનનની કિતાબના દરેક લેખકો એ આ હદીષ રિવાયત કરી છે: અબૂદાવૂદ, હદીષ નંબર: ૨૭૭૪, તિર્મિઝી, હદીષ નંબર: ૧૫૭૮, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૧૩૯૪, જુઓ સહીહ ઇબ્ને માજહ, ૧/૨૩૩, અને ઈરવાઉલ્ ગલીલ, ૨/૨૨૬.

290 મુસ્લિમ, ૪/૧૭૨૮, હદીષ નંબર: ૨૨૦૨.

## ૧૨૫_ જેને નજર લાગવાની બીક હોય તો તે શું કહે?

૨૪૪- નબી ﷺ એ કહ્યું: ((તમારાં માંથી કોઈ વ્યક્તિ જ્યારે પોતાનો ભાઈ અથવા પોતાની જાત અથવા પોતાનાં માલ માંથી કોઈ એવી વસ્તુ જોવે જે તેને સારી લાગે તો તેમાં બરકત ની દુઆ કરે , કારણ કે નજર લાગવી હક છે))[291]

## ૧૨૬_ ભયના સમયે શું કહેવું?

**245–** ((لاَ إِلَهَ إِلاَّ اللَّهُ!)).

૨૪૫- ((અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી))[292]

## ૧૨૭_ ઝબહ અને નહર કરતી વખતે શું કહેવું?

**246–** ((بِسْمِ اللَّهِ وَاللَّهُ أَكْبَرُ [اللَّهُمَّ مِنْكَ وَلَكَ] اللَّهُمَّ تَقَبَّلْ مِنِّي)).

---

291 મુસ્નદ અહમદ, ૪/૪૪૭, હદીષ નંબર: ૧૫૭૦૦, ઇબ્ને માજહ, હદીષ નંબર: ૩૫૦૮, માલિક, ૩/૧૧૮-૧૧૯, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહુલ્ જામિઅમાં સહીહ કહી છે, ૧/૨૧૨, જુઓ: ઝાદુલ્ મઆદ, અર્નાઊતની પુષ્ટિ, ૪/૧૭૦.

292 બુખારી મઅલ્ ફત્હ, ૬/૩૮૧, હદીષ નંબર: ૩૩૪૬, મુસ્લિમ, ૪/૨૨૦૮, હદીષ નંબર: ૨૮૮૦.

૨૪૬- ((અલ્લાહના નામ થી, અલ્લાહ સૌથી મોટો છે,[હે અલ્લાહ ! આ તારી તરફ થી છે અને તારા માટે જ છે] હે અલ્લાહ ! તું મારી તરફથી કબૂલ કરી લે))[293]

## ૧૨૮_ શૈતાનના યુક્તિઓ થી બચવા માટે શું કહેવું?

**247**– ((أَعُوذُ بكَلِمَاتِ اللَّهِ التَّامَّاتِ الَّتِي لاَ يُجَاوِزُهُنَّ بَرٌّ وَلاَ فَاجِرٌ: مِنْ شَرِّ مَا خَلَقَ، وَبَرَأَ وَذَرَأَ، وَمِنْ شَرِّ مَا يَنْزِلُ مِنَ السَّمَاءِ، وَمِنْ شَرِّ مَا يَعْرُجُ فيهَا، وَمِنْ شَرِّ مَا ذَرَأَ فِي الْأَرْضِ، وَمِنْ شَرِّ مَا يَخْرُجُ مِنْهَا، وَمِنْ شَرِّ فِتَنِ اللَّيْلِ وَالنَّهَارِ، وَمِنْ شَرِّ كُلِّ طَارِقٍ إِلاَّ طَارِقاً يَطْرُقُ بِخَيْرٍ يَا رَحْمَنُ)).

૨૪૭- ((હું અલ્લાહના સંપૂર્ણ કલિમા સાથે પનાહ માંગું છું, જેનાં થી કોઇ નેક અથવા કોઈ ગુનાહગાર આગળ નથી વધી શકતું, તે વસ્તુ ની બુરાઈ થી જેને તેણે બનાવી અને પૈદા કરી, અને અસ્તિત્વ આપ્યું છે , અને તે હાજર છે, અને તે દરેક વસ્તુ ની બુરાઈ થી જે આકાશ માંથી ઉતરે છે, અને જે આકાશ તરફ ચઢે છે, અને તે દરેક વસ્તુ ની બુરાઈ થી જે તેણે જમીનમાં ફેલાવી, અને તે દરેક વસ્તુ ની બુરાઈ થી જે તેમાં થી નીકળે છે, અને રાત અને દિવસ નાં ફિત્ના

[293] મુસ્લિમ, ૩/૧૫૫૭, હદીષ નંબર: ૧૯૬૭, બયહકી, ૯/૨૮૭, અને જે બંને કૌંસ વચ્ચે છે તે બયહકીમાં છે, ૯/૨૮૭, વગેરે, અને છેલ્લુ વાક્ય જેનો અર્થ મેં મુસ્લિમની રિવાયત મુજબ જણાવ્યો છે.

થી, અને દરેક રાત્રે આવનાર બુરાઈ થી, સિવાય એ રાત્રે આવનાર જે ભલાઈ ની સાથે આવે છે, હે અત્યંત કૃપા કરનાર !))[294]

## ૧૨૯_ તૌબા અને ઇસ્તિગ્ફાર

**248– قَالَ رَسُولُ اللَّهِ –صلى الله عليه وسلم: – ((وَاللَّهِ إِنِّي لأَسْتَغفِرُ اللَّهَ وَأَتُوبُ إِلَيْهِ فِي الْيَوْمِ أَكْثَرَ مِنْ سَبْعِينَ مَرَّةٍ)).**

૨૪૮- નબી ﷺએ કહ્યું-: ((અલ્લાહ ની કસમ ! હું દિવસ માં સિત્તેર થી પણ વધારે વખત અલ્લાહ થી માફી માંગું છું, તેની સામે તૌબા કરું છું))[295]

**249– وَقَالَ –صلى الله عليه وسلم: – ((يَا أَيُّهَا النَّاسُ تُوبُوا إِلَى اللَّهِ فَإِنِّي أَتُوبُ فِي الْيَوْمِ إِلَيْهِ مِائَةَ مَرَّةٍ)).**

૨૪૯- નબી ﷺએ કહ્યું -: ((હે લોકો ! અલ્લાહ સમક્ષ તૌબા કરો,બસ હું એક દિવસ માં અલ્લાહની સમક્ષ સો વખત તૌબા કરું છું))[296]

**250– وَقَالَ –صلى الله عليه وسلم: – ((مَنْ قَالَ أَسْتَغْفِرُ اللَّهَ الْعَظِيمَ الَّذِي لاَ إِلَهَ إِلاَّ هُوَ الْحَيُّ الْقَيّوُمُ وَأَتُوبُ إِلَيهِ، غَفَرَ اللَّهُ لَهُ وَإِنْ كَانَ فَرَّ مِنَ الزَّحْفِ)).**

---

294 અહમદ, ૩/૪૧૯, હદીષ નંબર: ૧૫૪૬૧, સહીહ સનદ સાથે, ઇબ્ને સુન્ની, હદીષ નંબર: ૬૩૭, અને અર્નાઉતઈમામ તહાવી રહ. ની કિતાબની તખ્રીજમાં આ હદીષની સનદને સહીહ કહી છે, પેજ નંબર: ૧૩૩, જુઓ: મજમુઝ઼ ઝવાઈદ, ૧૦/૧૨૭.

295 બુખારી મઅલ્ ફત્હ, ૧૦/૧૦૧, હદીષ નંબર: ૬૩૦૭.

296 મુસ્લિમ, ૪/૨૦૭૬, હદીષ નંબર: ૨૭૦૨.

૨૫૦- નબી ﷺએ કહ્યું -: ((કે જે વ્યક્તિ આ દુઆ પઢે તો અલ્લાહ તેને માફ કરે છે, ભલે લડાઈ માંથી ભાગ્યો હોય: હું અલ્લાહ, જે મહાન છે તેની સામે માફી માંગુ છું, તેનાં સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, જે જીવિત અને કાયમ રહેનાર છે, અને હું તેની જ સમક્ષ તૌબા કરૂં છું))[297]

**251– وَقَالَ –صلى الله عليه وسلم: – ((أَقْرَبُ مَا يَكُونُ الرَّبُّ مِنَ الْعَبْدِ فِي جَوْفِ اللَّيْلِ الآخِرِ فَإِنِ اسْتَطَعْتَ أَنْ تَكُونَ مِمَّنْ يَذْكُرُ اللَّهَ فِي تِلْكَ السَّاعَةِ فَكُنْ)).**

૨૫૧- નબી ﷺએ કહ્યું -: ((અલ્લાહ તઆલા પોતાના બંદોઓની સૌથી નજીક રાતના છેલ્લા પહોરમાં હોઈ છે, તો તમે પણ તે લોકો જે જે આ સમયે અલ્લાહને યાદ કરે છે તમે પણ તે લોકો માથું થઇ જાઓ))[298]

**252– وَقَالَ –صلى الله عليه وسلم: – ((أَقْرَبُ مَا يَكُونُ الْعَبْدُ مِنْ رَبِّهِ وَهُوَ سَاجِدٌ فَأَكْثِرُوا الدُّعَاءَ)).**

---

[297] અબૂ દાવૂદ, ૨/૮૫, હદીષ નંબર: ૧૫૧૭, તિર્મિઝી, ૫/૫૬૯, હદીષ નંબર: ૩૫૭૭, અને ઈમામ હાકિમ રહ. એ સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, ૧/૫૧૧, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ કહી છે, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૨, જામિઉલ્ ઉસૂલ લિઅહાદીષિર્ રસૂલ, ૪/ ૩૮૯-૩૯૦, અર્નાઉતની તેહકિક.

[298] તિર્મિઝી, હદીષ નંબર: ૩૫૭૯, નસાઈ, ૧/૨૭૯, હદીષ નંબર: ૫૭૨, હાકિમ, ૧/૩૦૯, જુઓ: સહીહ તિર્મિઝી, ૩/૧૮૩, અને અર્નાઉતની તેહકીક જામિઉલ્ ઉસૂલ, ૪/૧૪૪.

૨૫૨- નબી ﷺએ કહ્યું -: ((બંદો પોતાના પાલનહારની સૌથી નજીક તે સ્થિતિમાં હોઈ છે જયારે તે સજદહમાં હોઈ છે, તો તમે તે સ્થિતિમાં ખુબ જ દુઆઓ કરો))[299]

253– وَقَالَ –صلى الله عليه وسلم: – ((إِنَّهُ لَيُغَانُ عَلَى قَلْبِي وَإِنِّي لأَسْتَغْفِرُ اللَّهَ فِي الْيَوْمِ مِائَةَ مَرَّةٍ)).

૨૫૩- નબી ﷺએ કહ્યું -: ((મારા દિલ પર પડદા જેવું આવી જાય છે, અને હું અલ્લાહ પાસે દિવસમાં સો વખત ગુનાહો ની માફી માંગું છું))[300]

## ૧૩૦_ સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર કહેવાની મહત્ત્વતા

254– قَالَ –صلى الله عليه وسلم– مَنْ قَالَ: سُبْحَانَ اللَّهِ وَبِحَمْدِهِ فِي يَوْمٍ مِائَةَ مَرَّةٍ حُطَّتْ خَطَايَاهُ وَلَوْ كَانَتْ مِثْلَ زَبَدِ الْبَحْرِ)).

[299] મુસ્લિમ, ૧/૩૫૦, હદીષ નંબર: ૪૮૨.

[300] મુસ્લિમ ૪/૨૦૭૫, હદીષ નંબર: ૨૭૦૨, ઈબ્નુલ અષીર એ કહ્યું: ((મારા દિલ પર પડદા જેવું આવી જાય છે)), અર્થાત્ ઢાંકી દેવું અને બેભાન થવું, તેનો અર્થ સહ્વ (ભૂલ) છે, કારણ કે નબી ﷺ હંમેશાં વધારે માં વધારે ઝિકર, નિકટતા, અને ધ્યાન કેન્દ્રિત કરી ને રહેતાં હતાં, જ્યારે અમુક સમયે તેમાં કોઈ વસ્તુ માં કંઈ ગફલત થઈ જતી અથવા તેમનાં થી કોઈ ભૂલ થઈ જતી તો તેને પોતાનો ગુનો સમજતાં હતાં, અને પછી ઈસ્તિગફારમાં લાગી જતાં, જૂઓ જામેઉલ ઉસૂલ ૪/૩૮૬.

૨૫૪- ((નબી ﷺ એ કહ્યું: અને જે વ્યક્તિ સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી (પાક છે અલ્લાહ પોતાની પ્રશંસા ની સાથે) એક દિવસમાં સો વખત કહે તેનાં ગુનાહ માફ કરી દેવામાં આવશે, ભલે ને દરિયાની ફીણ જેટલાં કેમ નાં હોય))[301]

**255– وَقَالَ –صلى الله عليه وسلم: – ((مَنْ قَالَ لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ، وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ عَشْرَ مِرَارٍ، كَانَ كَمَنْ أَعْتَقَ أَرْبَعَةَ أَنْفُسٍ مِنْ وَلَدِ إِسْمَاعِيلَ)).**

૨૫૫- નબી ﷺએ કહ્યું -: ((જે વ્યક્તિ આ દુઆ સો વખત પઢે, અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે એકલો છે તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ સામ્રાજ્ય છે અને તેની પ્રસંશા છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે, તો જાણે તેને ઈસ્માઈલની સંતાનમાં ચાર નોકરો આઝાદ કર્યા))[302]

**265– وَقَالَ –صلى الله عليه وسلم: – ((كَلِمَتَانِ خَفِيفَتَانِ عَلَى اللِّسَانِ، ثَقِيلَتَانِ فِي الْمِيزَانِ، حَبِيبَتَانِ إِلَى الرَّحْمَنِ: سُبْحَانَ اللَّهِ وَبِحَمْدِهِ، سُبْحانَ اللَّهِ الْعَظِيمِ)).**

---

301 બુખારી મઅલ્ ફત્હ, ૭/૧૬૮, હદીષ નંબર: ૬૪૦૫, મુસ્લિમ, ૪/૨૦૭૧, હદીષ નંબર: ૨૬૯૧, જુઓ: તે વ્યક્તિની ફઝીલત જે સવારે અને સાંજે આ દુઆ સો વખત પઢે, આ કિતાબનું પેજ નંબર: ૬૫.

302 બુખારી, ૭/૬૭, હદીષ નંબર: ૬૪૦૪, મુસ્લિમ, અને તેના શબ્દો, ૪/૨૦૭૧, હદીષ નંબર: ૨૬૯૩, જુઓ: જે વ્યક્તિ આ દુઆને દિવસમાં સો વખત પઢે તે દુઆ: આ કિતાબમાં નંબર: ૯૩, પેજ નંબર: ૬૬.

૨૫૬- નબી ﷺએ કહ્યું -: ((બે કલિમા એવા છે, જે જબાનમાં તો હલકા છે પરંતુ વજનમાં ભારે છે, અને રહેમ કરનાર અલ્લાહને બહુ પસંદ છે: પાક છે અલ્લાહ અને પોતાના વખાણ સાથે, પાક છે અલ્લાહ પોતાની મહાનતા સાથે))[303]

**257– وَقَالَ –صلى الله عليه وسلم: – ((لَأَنْ أَقُولَ سُبْحَانَ اللَّهِ، وَالْحَمْدُ لِلَّهِ، وَلاَ إِلَهَ إِلاَّ اللَّهُ، وَاللَّهُ أَكْبَرُ، أَحَبُّ إِلَيَّ مِمَّا طَلَعَتْ عَلَيْهِ الشَّمسُ)).**

૨૫૭- નબી ﷺએ કહ્યું -: ((જો હું કહું, અલ્લાહ પવિત્ર છે, અને દરેક પ્રકારની પ્રસંશા અલ્લાહ માટે જ છે, અને અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, અને અલ્લાહ સૌથી મોટો છે, તો મને તે વસ્તુઓ કરતા વધુ પસંદ છે જેના પર સૂર્યોદય થઇ છે))[304]

**258– وَقَالَ –صلى الله عليه وسلم: – ((أَيَعْجِزُ أَحَدُكُم أَنْ يَكْسِبَ كُلَّ يَوْمٍ أَلْفَ حَسَنَةٍ)) فَسَأَلَهُ سَائِلٌ مِنْ جُلَسَائِهِ كَيْفَ يَكْسِبُ أَحَدُنَا أَلْفَ حَسَنَةٍ؟ قَالَ: ((يُسَبِّحُ مِائَةَ تَسْبِيحَةٍ، فَيُكتَبُ لَهُ أَلْفُ حَسَنَةٍ أَوْ يُحَطُّ عَنْهُ أَلْفُ خَطِيئَةٍ)).**

૨૫૮- નબી ﷺએ કહ્યું -: ((શું તમારા માંથી કોઈ વ્યક્તિ એના થી પણ વધારે કમજોર છે કે તે દરરોજ એક હજાર થી પણ વધારે નેકીઓ કમાવે?)) નબી ﷺ પાસે બેઠેલાં લોકો માંથી એક વ્યક્તિ એ સવાલ કર્યો: અમારાં માંથી કોઈ વ્યક્તિ એક હજાર નેકી કેવી રીતે કમાઈ શકે છે? કહ્યું: ((કે સો વખત આ તસ્બીહ કહે

---

303 બુખારી, ૭/૧૬૮, હદીષ નંબર: ૬૪૦૪, મુસ્લિમ, ૪/૨૦૭૨, હદીષ નંબર: ૨૬૯૪.

304 મુસ્લિમ, ૪/૨૦૭૨, હદીષ નંબર: ૨૬૯૫.

તો તેનાં માટે એક હજાર નેકીઓ લખવામાં આવશે અને એક હજાર ગુનાહ માફ કરવામાં આવશે))[305]

**259**– ((مَنْ قَالَ: سُبْحَانَ اللَّهِ الْعَظِيمِ وَبِحَمْدِهِ غُرِسَتْ لَهُ نَخْلَةٌ فِي الْجَنَّةِ)).

૨૫૯-(૬) ((જે વ્યક્તિ (આ કલિમો) કહશે અલ્લાહતેની મહાનતા સાથે પવિત્ર છે અને તેના માટે જ પ્રસંશા છે, તેનાં માટે જન્નતમાં ખજૂર નું એક ઝાડ ઉગાડવામાં આવશે))[306]

**260**– وَقَالَ –صلى الله عليه وسلم: – ((يَا عَبْدَ اللَّهِ بْنَ قَيْسٍ أَلاَ أَدُلُّكَ عَلَى كَنْزٍ مِنْ كُنُوزِ الْجَنَّةِ))؟ فَقُلْتُ: بَلَى يَا رَسُولَ اللَّهِ، قَالَ: قُلْ

૨૬૦- નબી ﷺએ કહ્યું -: ((હે અબ્દુલ્લાહ બિન કૈસ ! હું તમને જન્નત નાં ખજાનાઓ માંથી એક ખજાનો નાં બતાવું ?)) મેં કહ્યું : હે અલ્લાહ નાં રસૂલ ! કેમ નહીં? કહ્યું:

((لاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ)).

305 મુસ્લિમ, ૪/૨૦૭૩, હદીષ નંબર: ૨૬૯૮.

306 તિર્મિઝી, ૫/૫૧૧, હદીષ નંબર: ૩૪૬૪, ઈમામ હાકિમ રહ.એ પણ રિવાયત કરી છે, ૧/૫૦૧, અને ઈમામ ઝહની રહ.એ પુષ્ટિ કરી છે, જુઓ: સહીહુલ્ જામિઅ, ૫/૫૩૧, સહીહ તિર્મિઝી, ૩/૧૬૦.

((કહો: "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" કોઈ નેકી કરવાની શક્તિ મારામાં નથી પરંતુ એ કે અલ્લાહ ઈચ્છે અને કોઈ ગુનાહથી બચવાની શક્તિ મારામાં નથી પરંતુ એ કે અલ્લાહ ઈચ્છે.))[307]

**261– وَقَالَ –صلى الله عليه وسلم: – ((أَحَبُّ الْكَلاَمِ إِلَى اللَّهِ أَرْبَعٌ: سُبْحَانَ اللَّهِ، وَالْحَمْدُ لِلَّهِ، وَلاَ إِلَهَ إِلاَّ اللَّهُ، وَاللَّهُ أَكْبَرُ، لاَ يَضُرُّكَ بِأَيِّهِنَّ بَدَأْتَ)).**

૨૬૧- નબી ﷺએ કહ્યું -: ((અલ્લાહ તઆલા ને સૌથી વધારે ચાર કલિમા પસંદ છે, "સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર" આમાંથી કોઈ પણ કલિમા વડે થી શરૂઆત કરો તમને કોઈ નુકસાન નથી))[308]

**261– جَاءَ أَعْرَابِيٌّ إِلَى رَسُولِ اللَّهِ –صلى الله عليه وسلم– فَقَالَ: عَلِّمْنِي كَلاماً أَقُولُهُ: قَالَ: ((قُلْ: لاَ إِلَهَ إِلاَّ اللَّهُ وَحْدَهُ لاَ شَرِيكَ لَهُ، اللَّهُ أَكْبَرُ كَبِيراً، وَالْحَمْدُ لِلَّهِ كَثِيراً، سُبْحَانَ اللَّهِ رَبِّ العَالَمِينَ، لاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ الْعَزِيزِ الْحَكِيمِ)) قَالَ: فَهَؤُلاَءِ لِرَبِّي، فَمَا لِي؟ قَالَ: ((قُلْ: اللَّهُمَّ اغْفِرْ لِي، وَارْحَمْنِي، وَاهْدِنِي، وَارْزُقْنِي)).**

૨૬૨- એક ગામડિયો નબી ﷺ પાસે આવ્યો, અને કહ્યું: મને તે શબ્દો શિખવાડો, જે હું કહું: તો નબી ﷺ એ કહ્યું: ((કહો: અલ્લાહ સિવાય કોઈ ઈબાદત ને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી,અલ્લાહ સૌથી મોટો છે, ખૂબ જ મોટો છે, અને દરેક પ્રકારના વખાણ અલ્લાહ માટે છે, ખૂબ જ વધારે,અલ્લાહ પાક છે જે સંપૂર્ણ દુનિયાનો પાલનહાર છે, કોઈ નેકી કરવાની શક્તિ મારામાં

[307] બુખારી મઅલ્ ફત્હ, ૧૧/૨૧૩, હદીષ નંબર: ૪૨૦૬, મુસ્લિમ ૪/૨૦૭૬, હદીષ નંબર: ૨૭૦૪.

[308] મુસ્લિમ, ૩/૧૬૮૫, હદીષ નંબર: ૨૧૩૭.

નથી પરંતુ એ કે અલ્લાહ ઈચ્છે અને કોઈ ગુનાહથી બચવાની શક્તિ મારામાં નથી પરંતુ એ કે અલ્લાહ ઈચ્છે. જે પ્રભુત્વશાળી અને હિકમત વાળો છે)) તો તેણે કહ્યું: આ તો મારા પાલનહાર માટે છે, મારા માટે શું? તો નબી ﷺ એ કહ્યું: ((કહો: હે અલ્લાહ ! તું મને માફ કરી દે, મારા પર રહમ કર, મને હિદાયત આપ, મને આફિયત આપ, અને મને રોજી આપ.))[309]

**263– كَانَ الرَّجُلُ إِذَا أَسْلَمَ عَلَّمَهُ النَّبِيُّ –صلى الله عليه وسلم– الصَّلاَةَ ثُمَّ أَمَرَهُ أَنْ يَدْعُوَ بِهَؤُلاَءِ الْكَلِمَاتِ: ((اللَّهُمَّ اغْفِرِ لِي، وَارْحَمْنِي، وَاهْدِنِي، وَعَافِنِي وَارْزُقْنِي)).**

૨૬૩-(૧૦) જ્યારે કોઈ વ્યક્તિ ઇસ્લામ લઇ આવતો, તો નબી ﷺ તેને નમાઝ શીખવાડતા, પછી તેને આ કલિમા સાથે દુઆ કરવાનો આદેશ આપતાં: ((કહો: હે અલ્લાહ ! તું મને માફ કરી દે, મારા પર રહમ કર, મને હિદાયત આપ, મને આફિયત આપ, અને મને રોજી આપ.))[310]

**264– ((إِنَّ أَفْضَلَ الدُّعَاءِ الْحَمْدُ لِلَّهِ، وَأَفْضَلَ الذِّكْرِ لاَ إِلَهَ إِلاَّ اللَّهُ)).**

---

[309] મુસ્લિમ, ૪/૨૦૭૨, હદીષ નંબર: ૨૬૯૬, અને વધારાના શબ્દો અબૂ દાવૂદમાં છે, ૧/૨૨૦, હદીષ નંબર: ૮૩૨: જયારે તે ગામડિયો જવા લાગ્યો તો નબી ﷺ એ કહ્યું: ((આ વ્યક્તિ એ બંને હાથ ભલાઈથી ભરી લીધા)).

[310] મુસ્લિમ, ૪/૨૦૭૩,હદીષ નંબર: ૩૬૯૭, અને મુસ્લિમની બીજી રિવાયતમાં છે કે: ((આ કાલિમા તારા માટે દુનિયા અને આખિરત બંને ભેગી કરી દે શે)).

૨૬૪- ((નિ:શંક સૌથી શ્રેષ્ઠ દુઆ અલ્ હમ્દુ લિલ્લાહ છે, અને સૌથી શ્રેષ્ઠ ઝિક્ર, લા ઇલાહ ઇલ્લલ્લાહ છે))[311]

**265–** ((الْبَاقِيَاتُ الصَّالِحَاتُ: سُبْحَانَ اللَّهِ، وَالْحَمْدُ لِلَّهِ، وَلاَ إِلَهَ إِلاَّ اللَّهُ، وَاللَّهُ أَكْبَرُ، وَلاَ حَوْلَ وَلاَ قُوَّةَ إِلاَّ بِاللَّهِ)).

૨૬૫- ((અલ્ બાકિયાતુસ્ સૉલિહાત (બાકી રહેવા વાળા અમલો) આ છે: સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ))[312]

## ૧૩૧_ નબી ﷺ તસ્બીહ કેવી રીતે પઢતા હતાં?

**266–** عَنْ عَبْدِ اللَّهِ بْنِ عَمْرٍو –رضي الله عنه– قَالَ: ((رَأَيْتُ النَّبِيَّ –صلى الله عليه وسلم– يَعْقِدُ التَّسْبِيحَ)) وفي زيادةٍ: ((بِيَمِينِهِ)).

---

311 તિર્મિઝી, ૫/૪૬૨, હદીષ નંબર: ૩૩૮૩, ઇબ્ને માજહ, ૨/૧૨૪૯, હદીષ નંબર: ૩૮૦૦, હાકિમ, ૧/૫૦૩, અને ઈમામ હાકિમ રહ. એ સહીહ કહી છે અને ઈમામ ઝહબી રહ. એ પુષ્ટિ કરી છે, જુઓ: સહીહુલ્ જામિઅ, ૧/૩૬૨.

312 અહમદ, હદીષ નંબર: ૫૧૩, અહમદ શાકિરના ક્રમાંકન પ્રમાણે, જુ: મજમઉઝ્ ઝવાઈદ, ૧/૨૯૭, અને આ હદીષને ઇબ્ને હજર રહ. ની કિતાબ બુલૂગુલ્ મુરામ તરફ નિસબત કરી છે, અબૂ સઈદની રિવાયત જે ઈમામ નસાઈ રહ. એ [ફી કુબ્રા]માં વર્ણન કરી છે, હદીષ નંબર: ૧૦૬૧૭, અને કહ્યું: ઇબ્ને હિબ્બાન રહ. એ સહીહ કહી છે, [હદીષ નંબર: ૮૪૦] હાકિમ, [૧/૫૪૧].

૨૬૬- અબ્દુલ્લાહ બિન ઉમર રઝી. એ કહ્યું: ((મેં નબી ﷺ ને જોયા તો જમણા હાથ ની સાથે તસ્બીહ ની ગાંઠ બાંધતા હતાં)) ((અર્થાત્ જમણા હાથ થી ગણતાં હતાં))[313]

## ૧૩૨_ દરેક પ્રકારની નેકીઓ અને સર્વગ્રાહી અદબો

**267– قَالَ النَّبِيُّ –صلى الله عليه وسلم– ((إِذَا كَانَ جُنْحُ اللَّيْلِ – أَوْ أَمْسَيْتُم – فَكُفُّوا صِبْيانَكُم، فَإِنَّ الشَّيَاطِينَ تَنْتَشِرُ حِينَئِذٍ، فَإِذَا ذَهَبَ سَاعَةٌ مِنَ اللَّيلِ فَخَلُّوهُمْ، وَأَغْلِقُوا الأَبْوَابَ وَاذْكُرُوا اسْمَ اللَّهِ؛ فَإِنَّ الشَّيطَانَ لاَ يَفْتَحُ بَاباً مُغلَقاً، وَأَوْكُوا قِرَبَكُمْ، وَاذْكُرُوا اسْمَ اللَّهِ، وَخَمِّرُوا آنِيَتَكُم، وَاذْكُرُوا اسْمَ اللَّهِ، وَلَوْ أَنْ تَعْرُضُوا عَلَيْهَا شَيْئاً، وَأَطْفِئُوا مَصَابِيحَكُمْ)).**

૨૬૭- નબી ﷺ એ કહ્યું-: ((જયારે રાતની અંધારું છવાઈ જાય અથવા સાંજ પડી તો પોતાના બાળકોને ઘરની બહાર ના નીકળવા દો, કારણકે તે સમયે શૈતાનો ફેલાઈ જાય છે, જયારે રાતનો એક પહોર પસાર થઇ તો તેમણે છોડી દો, અને દરવાજા બંધ કરી દો અને અલ્લાહનું નામ લો, કારણકે શૈતાન બંધ દરવાજા ખોલી નથી શકતો, અને અલ્લાહનું નામ લઇ પોતાના વાસણોનું મો બાંધી દો અને અલ્લાહનું નામ લઇ પોતાના વાસણો ઢાંકી દો, ભલેને કોઈ વસ્તુ ફેલાવીને ઢાંકો, અને પોતાના દીઅવ (સૂતા પહેલા) ઓલવી નાખો))[314]

---

313 અબૂ દાવૂદ રહ. એ પોતાના શબ્દો સાથે રિવાયત કરી છે, ૨/૮૧, હદીષ નંબર: ૧૫૦૨, તિર્મિઝી, ૫/૫૨૧, હદીષ નંબર: ૩૪૮૬, જુઓ: સહીહુલ્ જામિઅ, ૪/૨૭૧, હદીષ નંબર: ૪૮૬૫, અને ઈમામ અલ્બાની રહ. એ સહીહ સુનન્ અબી દાવૂદમાં સહીહ કહી છે, ૧/૪૧૧.

314 બુખારી મઅલ્ ફતહ, ૧૦/૮૮, હદીષ નંબર: ૫૬૨૩, મુસ્લિમ, ૩/૧૫૯૫, હદીષ નંબર: ૨૦૧૨.

દરૂદ અને સલામતી આપણા નબી મુહમ્મદ ﷺ પર અને તેમના સંતાન પર અને તેમના દરેક સાથીઓ પર.

# અનુક્રમણિકા

# હિસનુલ્ મુસ્લિમ

કુરઆન અને હદીષની દુઆઓ
આ પુસ્તક મુસલમાનો માટે દિવસ
અને રાત્રે પઢવામાં આવતી દુઆઓના
વિષયમાં શ્રેષ્ઠ પુસ્તક છે.